# NOTES

ON

# Gujarati Grammar.

( *Chiefly intended for the Matriculation Candidates.* )

BY

D. P. BARODIA, B. A.
Assistant Master,
Rajkote High School.
formerly, fellow Gujarat College.

Ahmedabad :
Printed at the "Hitechhu Press"
by Jaysing M. Patel.



A. D. 1886. Samvat 1942.
Price 0-6-0.

૨૬૬૦

# गुजराती व्याकरणसार.

(વિશેષ કરીને મેટ્રિક્યુલેશન કલાસના વિદ્યાર્થીઓના ઉપયોગને માટે.)

બનાવનાર.

દોલતચંદ પુરશોત્તમ બરોડીઆ બી. એ.
આસિસ્ટંટ માસ્તર રાજકોટ હાઇસ્કુલ.
પ્રથમ. દક્ષિણા ફેલો ગુજરાત કોલેજ.

**અમદાવાદ:**

ખાડીઆમાં મેહેતાજી પીતાંબરદાસ ત્રિભૂ-વનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસગાં જેશ ગ મુળજીએ છાપ્યું.

કિંમત છ આના.



સને ૧૮૮૬—સંવત ૧૯૪૨.

**દિવાન બહાદુર મણિભાઈ જસભાઈ**

**વડોદરા.**

આપના મનોહર ને નિર્મળ ગુણરૂપી કીરણવાળા મણિ તથા પુજનીય અને પ્રશસ્ય યશાવડે આ ગુર્વી ગુર્જરભૂમિ દીપાયમાન તથા ભરપૂર છે અને વિ-શેષકરીને ગુર્જરભાષાના પુત્ર પુત્રીઓથી પ્રગટ થતાં પુસ્તકોપર આપ સાહેબનો પ્રૌઢ પ્રેમ પૂર્ણતાથી પ્ર-કાશમાન થઈ રહ્યોછે તેથી,

આ લઘુ પુસ્તક

પરમહર્ષથી આપનેજ અર્પણ કરૂંછું.

લી૦ સેવક,

**દોલતચંદ પુરશોત્તમ બરોડીઆ.**

# પ્રસ્તાવના*

હું ગુજરાત કોલેજનો દક્ષિણા ફેલો હતો તે દરમિયાનમાં અમદાવાદ હાઈસ્કુલમાં મેટ્રિક્યુલેશાન ક્લાસના વિદ્યાર્થીઓને ગુજરાતી વ્યાકરણ વીગરે શીખવવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું તે વામાં તે નિશાળના તથા બીજા વિદ્યાર્થીઓ તરફ થી મને વારંવાર એવી સૂચના મળતી કે, રેવરન્ડ ટેલર સાહેબનું બનાવેલું વ્યાકરણ ઘણુંજ અઘરૂં તથા કેટલીક બાબતોમાં જોઈએ તેવું નથી તોપણ તે નિશાળોમાં ચલાવવામાં આવે છે. તેથી તેનો આધાર લઈ બીજી કેટલીક નવીન બાબતો વધારી એક લઘુ ને સરલ ભાષામાં રચાયલું વ્યાકરણ પ્રગટ કરવામાં આવે તો તેથી લાંબી મુદતથી ચાલતી આવેલી ખોટ પૂરી પડે તથા ગુજરાતી ભાષાના વિદ્યાર્થીઓને વધારે સગવડ થાય. આ ઉપરથી કેટલાક વિદ્વાન માણસોની સંમતિ લઈ વિદ્યાર્થીઓ ને મદદ આપવાનાજ હેતુથી આ નાની ચોપડી ગુર્જર ભાષાના સુભેચ્છક સાહેબોની શેવામાં મુકું છું. મારા પ્રિય વિદ્યાર્થીઓ મી૦ મોહનલાલ હીમચંદ

તથા જેઠાલાલ મોતીલાલે પ્રુફશીટ તપાસવા વગેરે- માં મને યોગ્ય મદદ આપી છે તેથી હું તેમનો ઉ- પકાર માનું છું. અને કંઈ પણ દોષ રહી ગયો હોય તો તેની ક્ષમા માગી સુજ્ઞ વાંચનારાઓને વિનંતિ કરૂં છું કે તે વિશે તેઓ મને ખબર આપશે તો હું તેમનો ઘણો આભારી થઈશ.

રાજકોટ
તા. ૧લી જાનેવારી
સને ૧૮૮૬ શુક્રવાર.

**દોલતચંદ પુરશોત્તમ**
**બરોડીઆ. બી. એ.**



# ગુજરાતી વ્યાકરણસાર.



## ભાષા.

પોતાના વિચારો જણાવવાને માટે મનુષ્યો જે લખેછે અથવા બોલે છે તેને **ભાષા** કહીએ. તેથી કરીને ભાષા બોલેલી અથવા લખેલી હોયછે. કેટલીક ભાષાઓ હાલના સમયમાં માત્ર લખેલીજ હોયછે; જેમકે—સંસ્કૃત, ગ્રીક, લાટીન, ઈત્યાદિ. કેટલીક બોલાયછે તથા લખાયછે; જેવીકે—ગુજરાતી, મરાઠી, ઇંગ્રેજી. કેટલાએક જંગલી લોકો તેમની ભાષામાં બોલેછે પણ લખતા નથી.

ભાષાના મુખ્ય બે વર્ગ કરી શકાય. ૧. **આર્ય**. ૨. **અનાર્ય** અથવા યવની કે મ્લેચ્છભાષા. આર્યના બે પેટાવર્ગ કરી શકાય. ૧. **સંસ્કૃત** કે ગીર્વાણ ભાષા. ૨. **પ્રાકૃત**. પ્રાકૃતમાં ગુજરાતી, મરાઠી, માગધી અને વ્રજ વિગેરે સંસ્કૃતમાંથી નીકળેલી ભાષાઓ છે.

**અનાર્ય** ભાષાઓના બે પેટા વર્ગ કરી શકાય. ૧. **સુધરેલી**. ૨. **જંગલી**. સુધરેલી અનાર્યમાં

હિંદુસ્તાની, ફારસી, અરબી, ઈંગ્રેજી, ફ્રેંચ, વિગેરે ભાષાઓ છે. ને જંગલીમાં તુરાની, કાબુલી, વિગેરે ભાષાઓનો સમાવેશ થઈ શકે.

---

## व्याकरण.

કોઈપણ ભાષાના નિયમ વિષેના શાસ્ત્રને **વ્યાકરણ** કહેછે.

વ્યાકરણના ત્રણ પ્રકાર છે. ૧. સાધારણ. ૨. અસાધારણ. ૩. સાન્વય.

જે નિયમો બધી ભાષાઓને સામાન્ય છે તે વિષેના શાસ્ત્રને **સાધારણ** વ્યાકરણ કહેછે. બે અથવા વધારે ભાષાઓના સંબંધ બતાવનાર શાસ્ત્રને **સાન્વય** વ્યાકરણ કહેછે, અને જેમાં એકજ ભાષાના નિયમો જણાવેલાછે તેને **અસાધારણ** વ્યાકરણ કહેછે.

જે વ્યાકરણમાં ગુજરાતી ભાષાના નિયમો જણાવેલા છે તેને **ગુજરાતી** વ્યાકરણ કહીએ.

પ્રત્યેક ભાષામાં અક્ષર, શબ્દ, અને વાક્ય એવા ત્રણ ભેદ ગણેલા હોયછે. તેથી વ્યાકરણના ત્રણ ભેદ કરી શકાય. ૧. અક્ષરવિન્યાસ. ૨. શબ્દવિન્યાસ અથવા શબ્દ સાધન કે પદભંજન. ૩. વાક્ય-

વિન્યાસ અથવા વાક્યરચના.

કોઈ વૈયાકરણો પદ્યબંધ અથવા છંદવિન્યાસ કે પિંગળનો ચોથો ભાગ ગણેછે.

---

## अक्षरविन्यास.

વ્યાકરણના જે ભાગમાં અક્ષરોનું વર્ણન આવેછે તેને **અક્ષરવિન્યાસ** કહેછે.

અવાજ અગર ઉચ્ચારને માટે વપરાયલાં ચિન્હોને અક્ષર અથવા **વર્ણ** કહે છે. આપણે જે અવાજ કાને સાંભળીએ છીએ તેજ અવાજના ચિન્હને આંખે કરી જોઈએ છીએ. ગુજરાતી ભાષામાં બે લિપિ વપરાય છે. ૧. ગુજરાતી અથવા વાણીઆસઈ ૨. બાળબોધ, શાસ્ત્રી, બ્રાહ્મણી, નાગરી, દેવનાગરી વિગેરે બાળબોધનાં જૂદાં જૂદાં નામ છે. જૂના નાગરી અક્ષરોની ગુજરાતી લિપિ બનેલી છે.

અક્ષરના મુખ્ય બે ભાગ છે. ૧. મૂળાક્ષર. ૨. જોડાક્ષર. (મૂળાક્ષરને સાધારણ રીતે અક્ષર કહેછે).

કોઈપણ ભાષામાં પ્રત્યેક ઉચ્ચારને માટે વપ-રાયલાં જૂદાં જૂદાં ચિન્હોના સમુદાયને **મૂળાક્ષર** કહેછે. અક્ષરમાળા, કક્કો, વર્ણમાળા, વર્ણાવળી,

વિગેરે મૂળાક્ષરનાં જૂદાં જૂદાં નામ છે.

મૂળાક્ષરના બે વિભાગ છે. ૧. સ્વર. ૨. વ્યંજન.

---

## स्वर.

જે વર્ણનો ઉચ્ચાર પોતાની મેળે સ્પષ્ટ રીતે થઈ શકે તેને **સ્વર** કહેછે. ગુજરાતીમાં અગીઆર સ્વર વપરાય છે. ગુજરાતી—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ. બાળબોધ. **अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ ओ, औ.**

સ્વરના ત્રણ પ્રકાર છે. ૧. હ્રસ્વ એટલે લઘુ. ૨. દીર્ઘ એટલે ગુરૂ. ૩. સંધિ સ્વર એટલે બે અથવા વધારે સ્વર મળ્યાથી થયેલા. હ્રસ્વ—અ, ઇ, ઉ, ઋ, દીર્ઘ—આ, ઈ, ઊ, સંધિ—એ, ઐ, ઓ, ઔ.

ઉપર લખેલા સ્વરો તથા **ॠ, ऌ, ॡ,** એ ત્રણ મળીને સંસ્કૃતમાં ૧૪ સ્વરો છે; પરંતુ તે ત્રણ ગુજરાતીમાં વપરાતા નથી.

અં, અઃ, આ બન્ને પણ સ્વર કહી શકાય, પરંતુ અ ઉપર મીંડું મુકયાથી 'અં' ને તેની આગળ બે મીંડાં મેલવાથી 'અઃ' થાય છે. ઉપર મુકેલા મીંડા

ને બિંદુ અથવા **અનુસ્વાર** કહેછે ને તે નાકમાંથી બોલાય છે અને આગળ મુકેલાં બે મીંડાંને **વિસર્ગ** કહેછે તેનો ઉચ્ચાર હ જેવો થાયછે. અનુસ્વાર તથા વિસર્ગ દરેક સ્વર તથા સ્વર સહિત વ્યંજનને લગાડાય છે.

---

## વ્યંજન.

જે મૂળાક્ષરોના ઉચ્ચાર સ્વર વિના સ્પષ્ટ થઈ શકતા નથી તેને **વ્યંજન** કહેછે ગુજરાતીમાં નીચે પ્રમાણે ૩૯ વ્યંજન છે.—

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ, ક્ષ, જ્ઞ.

સ્વર વિના વ્યંજનનો ઉચ્ચાર સ્પષ્ટ થતો નથી તેથી સ્વરનો 'અ' દરેક વ્યંજનને ભેળવીનેજ તે લખવામાં આવેછે. આથી કરીને 'અ' **અનુષંગી** કહેવાયછે. જ્યારે વ્યંજનની સાથે અ અગર બીજો કોઈ સ્વર ભળેલો ન હોય ત્યારે તે ખોડો અથવા લંગડો લખાયછે. જેમકે, ક્, ખ્, નીચેના આડા કાપાને **વ્યંજન ચિન્હ** અથવા **હલ** કહેછે. ઙ, તથા ઞ ગુજરાતીમાં ક્વચિતજ વપરાય છે. જેમકે, અઙ્ક.

વ્યંજન ક્ષ તથા જ્ઞ ખરૂં જોતાં જોડાક્ષર છે કેમકે ક્ તથા ષ્ મળીને ક્ષ ને જ્ તથા ઞ્, મળીને જ્ઞ્ થયોછે 'જ્ઞ' નો કોઈ "ગ્ન" અને કોઈ "દ્નન" જેવો ઉચ્ચાર હાલમાં કરેછે. "ળ" વેદનો અક્ષર છે. ઈંગ્રેજીમાં Z (ઝેડ્)ના ઉચ્ચાર માટે આવો "ઝ" કોઈવાર મૂકાયછે.

આકાર—આકાર જોતાં અક્ષરોના બે વર્ગ પાડી શકાય. ૧. પલાખાં અથવા ઉભી લીટી વગરના જેમકે, ક, ડ, હ, ૨. પલાખાં અથવા ઉભી લીટી-વાળા જેમકે, ખ, ન, શ. આવું (।) પલાખું "અ" સ્વરનું ટુંકું રૂપ હશે કારણ કે "અ"માં પણ આવું (।) પલાખું મળેલું છે.

---

## अक्षरोनां स्थान.

કંઠ, તાલુ, મૂર્દ્ધા, દાંત ને હોઠ, આ પાંચ સ્થાન અક્ષરોના ઉચ્ચાર કરતી વખતે ફેફસાંમાંથી નીકળતી હવાને અસર કરેછે તેથી અક્ષરોનાં પાંચ સ્થાન ઠરે છે તેને **વર્ણસ્થાન** કહેછે. (પાને ૮ મે કોષ્ટક જુઓ).

બીજા ધોરણ પ્રમાણે ભાગ પાડતાં જે અક્ષરોના ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ જોઈએ તેઓ **મહા-પ્રાણી**, જેમનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ જો-ઈએ તેઓ **અલ્પપ્રાણી** અને જેઓનો ઉચ્ચાર

નાક વાટે થાયછે તેમને **અનુનાસિક** કહેછે. અ-લ્પપ્રાણી ક,ચ,ટ,ત,પ,ગ,જ, ડ, દ, બ, ય, ર, લ, વ,

મહાપ્રાણી–ખ,છ, ઠ, થ,ફ,ધ,ઝ, ભ,શ, ઢ ષ, હ.

અનુનાસિક–ઙ, ઞ, ણ, ન, મ.

સ્પર્શ–"ક"થી "મ" સુધી અક્ષરો વર્ગીય કે સ્પર્શ કહેવાયછે કારણ કે તેઓનો ઉચ્ચાર કરતાં વર્ણસ્થાનનો સ્પર્શ પૂર્ણ રીતે થાયછે. બાકીના વ્યંજનો **અવર્ગીય** કે **અસ્પર્શ** કેહેવાય છે.

અંતઃસ્થ–ય, ર, લ, વ, ળ, અંતઃસ્થ (અંતઃ= મધ્યે અને સ્થ=રેહેનાર) કેહેવાય છે કારણ કે સ્પર્શ થયા વિના વર્ણસ્થાનને અંતરે કે વચલે ભાગે તેમનો ઉચ્ચાર થાયછે. અંતઃસ્થ અક્ષરોના ઉચ્ચાર વ્યંજનને તેમજ સ્વરને મળતા આવેછે તેથી તેમને **અર્ધવ્યંજન** કે **અર્ધસ્વર** પણ કહેછે.

ઉષ્મા–શ, ષ, સ, હ એ ઉષ્મા અક્ષરો કહેવાય છે. કારણ કે તેમનો ઉચ્ચાર કરતાં સર્પના સુસ્વાટની માફક જોરથી શ્વાસ ખેંચાય છે.

ઘોષ–જે વર્ણનો ઉચ્ચાર છાતીપર દાબ રાખ્યાથી થાયછે તેને **ઘોષ** અને દાબ રાખ્યા વગર થાયછે તેને **અઘોષ** કહેછે. વળી ઘોષને કોમળ કે સંવાર (પોહળો) અને અઘોષને કઠોર કે વિવાર (સાંકડો) પણ કહેછે. **અઘોષ**,–ક, ચ, ટ, ત, પ, ખ, છ,

ઠ, થ, ફ, શ, ષ, સ. **ઘોષ**--બાકીના વ્યંજન તથા બધા સ્વરો.

## अक्षरोंनु कोष्टक.

| | વ્યંજન. | | | | સ્વર. | | |
|---|---|---|---|---|---|---|---|
| | સ્પર્શ. | | અસ્પર્શ. | | | | |
| | અઘોષ. | ઘોષ. | ઘોષ. | અઘોષ | હ્રસ્વ. | દીર્ઘ. | સંધિ. |
| કંઠ્ય કે કંઠસ્થાની. | ક, ખ, | ગ, ઘ, ઙ | હ | | અ | આ | |
| તાલવ્ય કે તાલુસ્થાની. | ચ, છ, | જ, ઝ, ઞ, | ય, | શ, | ઇ | ઈ | એ, ઐ. |
| મૂર્દ્ધન્ય કે મૂર્ધસ્થાની. | ટ, ઠ, | ડ, ઢ, ણ, | ર, | ષ, | ઋ | | |
| દંત્ય કે દંતસ્થાની. | ત, થ, | દ, ધ, ન, | લ, | સ, | | | |
| ઓષ્ઠ્ય કે ઓષ્ઠસ્થાની. | પ, ફ, | બ, ભ, મ, | વ | | ઉ | ઊ | ઓ, ઔ. |

વિશેષ બાબત. અંતઃસ્થ, ય, ર, લ, વ,ળ. ઉ- ષ્મા, શ, ષ, સ, હ. વ, દંતોષ્ટ્ય. એ, ઐ કંઠતાલવ્ય. ઓ, ઔ કંઠોષ્ટ્ય. ક્ષને કંઠ્ય ઉષ્મા ને જ્ઞ ને તાલવ્ય (જ, ઞ) અથવા મૂર્દ્ધ દંત્ય (ડ્ન) કે કંઠ દંત્ય(ગ્ન) કહી શકાય.

---

## बाराखडी.

ઋ વગર બાકીના દસ સ્વર અને અં અઃ એ બે મળીને બાર અક્ષરો દરેક વ્યંજન સાથે બોલીએ તો તેને **બારાખડી** (બારાક્ષરી) કે પદ કહેછે. અ લગાડાય છે ત્યારે નીચેનો આડો કાપો ઉપર કહ્યા પ્રમાણે ઉડી જાયછે. બાકીના આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ, નાં નીચે પ્રમાણે અનુક્રમે ટુંકાં રૂપ થાયછે. ા, િ, ી, ુ, ૂ, ે, ૈ, ો, ૌ, ં, ઃ.

ટુંકાં રૂપનાં નામ-( ા ) કાનો, ( િ ) હ્રસ્વ અજ્જુ, ( ી ) દીર્ઘ અજ્જુ, ( ુ ) હ્રસ્વ વરડુ, ( ૂ ) દીર્ઘ વરડુ, ( ે ) એક માત્રા, ( ૈ )બેમાત્રા, ( ો ) કાનો માત્રા, ( ૌ ) કાનો બે માત્રા, ( ં )

અનુસ્વાર, ( : ) વિસર્ગ કહેછે. તેમને નીચે પ્રમાણે જોડવામાં આવેછે.

ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ. જને દીર્ઘ અજ્જુ લગાડાયછે ત્યારે જી થાયછે; તેને હ્રસ્વ અજ્જુ લગાડવામાં આવતું નથી; વરડુ તથા ઋ લગાડાયછે ત્યારે જુ, જૂ, જૃ, થાયછે. 'ર'ને હ્રસ્વ વરડું લગાડાયછે ત્યારે રૂ થાયછે અને દીર્ઘ વરડું લગાડાયછે ત્યારે રૂ થાયછે.

---

## संधि. (સાંધણ)

જ્યારે બે વર્ણ એવા સાથે આવે કે તેમનો ઉચ્ચાર મળી ગયાથી કોઈ નવો વર્ણ ઉતપન્ન થાય ત્યારે તેમની **સંધિ** થઈ એમ કહેવાય છે. સંધિના ચાર પ્રકાર છે. ૧. સ્વર સંધિ. ૨. વ્યંજન સંધિ. ૩. અનુસ્વાર સંધિ. ૪. વિસર્ગ સંધિ.

---

## १ स्वरसंधि.

### (સ્વરને સ્વર મળીને સાંધણ.)

**૧. 'અ' કે 'આ' પછી 'ઇ, ઉ, ઋ' હ્રસ્વ કે દીર્ઘ**

આવે તો બંને મળીને અનુક્રમે 'એ, ઓ, અર' થાય છે. જેમકે પરમ+ઈશ=પરમેશ. ગંગા+ઉદક=ગં-ગોદક. મહા+ઋષિ=મહર્ષિ 'અ' કે 'આ' પછી 'એ, ઐ' આવે તો બન્નેનો 'ઐ' અને 'ઓ, ઔ' આવે તો બંનેનો 'ઔ' થાય. દાખલો. પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય મહા+ઓઘ=મહૌઘ(મોટો ઢગલો). કંઠ+ઓષ્ઠ=કંઠૌષ્ઠ.

૨. "અ, આ, ઈ, ઈ, ઉ, ઊ, ઋ" આ સ્વરો જોડે કોઈ સજાતીય અથવા સવર્ણ આવે તો બંને મળીને દીર્ઘ થાય. ઉદાહરણ, મૂળ+અક્ષર=મૂળાક્ષર. પરમ+આત્મા=પરમાત્મા. કવી+ઈશ=કવીશ. ભા-નુ+ઉદય=ભાનૂદય. પિતૃ+ઋણ=પિતૄણ(બાપનું દેવું).

૩. "ઈ, ઉ, ઋ" હ્રસ્વ અથવા દીર્ઘ પછી વિજાતીય અથવા અસવર્ણ સ્વર આવે તો "ઈ, ઉ, ઋ"નો અ-નુક્રમે 'ય, ર, વ,' થાયછે. ઈતિ+આદિ=ઈત્યાદિ. મનુ+આદિ=મન્વાદિ (મનુ વિગેરે). પિતૃ+ઔષધ=પિત્રૌષધ.

૪. એ, ઐ, ઓ ઔ, પછી કોઈપણ સ્વર આવે તો તેઓ બદલાઈને અનુક્રમે અય્, આય્, અવ, આવ થાયછે. ને+અક=નાયક. ગો+ઈશ્વર=ગવીશ્વર. નૌ+ઇક=નાવિક (વહાણવટી). શ્રૌ+અક=શ્રાવક.

## ૨. વ્યંજનસંધિ.

(વ્યંજન તથા વ્યંજન મળીને સાંધણ.)

૧. જો બંને વ્યંજનો ઘોષ કે અઘોષ હોય તો ફેરફાર થતો નથી. જેમકે, વાક્+પતિ=વાક્પતિ (વાચાના ધણી=બ્રહસ્પતિ). વિદ્+વાન=વિદ્વાન. સત્+કર્મ=સત્કર્મ. પરંતુ દંત્યાક્ષર પછી તાલવ્ય, મૂર્દ્ધન્ય કે "સ" આવે તો દંત્યાત્યાક્ષર બદલાઇને આગળનો અક્ષર થઇ જાયછે. દાખલો. સત્+ટીકા=સ-ટ્ટીકા (સારી ટીકા). ઉન્+લાસ=ઉલ્લાસ (હર્ષ).

૨. "ક, ચ, ટ, ત, પ" પછી જો ઘોષાક્ષર આવે તો તેમના અનુક્રમે "ગ,જ,ડ,દ, બ" થાયછે. વા-ક્દાન=વાગ્દાન (વાચાનું દાન). પંચ+આબ=પંજાબ. ષટ્+રસ=ષડ્રસ. સત્+આચાર=સદાચાર. અપ્+ધિ=અબ્ધિ (પાણી ધારણ કરનાર=સમુદ્ર).

૩. બીજો અક્ષર અનુનાસિક હોય તો પેહેલો અક્ષર પોતાના સ્થાનનો અનુનાસિક થાય અથવા કોઇ વેળા પોતાના સ્થાનનો ત્રીજો અક્ષર થાય. જગત્+નાથ=જગન્નાથ. દિક્+મૂઢ=દિઙ્મૂઢ કે દિ-ગ્મૂઢ. સત્+માન=સન્માન.

४. दंतस्थानी अक्षर पछी 'श' आवे तो 'श' नो 'छ'ने दंतस्थानीनो 'च' थायछे. उत्+शार=उच्छार (उछरंग=हर्ष). अध्+शेर=अच्छेर. सत्+शास्त्र=सच्छास्त्र.

५. स्पर्शाक्षर पछी 'ह' आवे तो स्पर्शाक्षर पोताना वर्गनो त्रीजो अक्षर थायछे ने 'ह' एमनोएम रहे अगर स्पर्शाक्षर वर्गनो चोथो अक्षर थाय. उत्+हार=उद्धार. षट्+हृदय=षड्हृदय अथवा षड्ढृदय (छ हृदय=काठुं हैयुं).

---

## २ अनुस्वारसंधि.

१. अनुस्वार पछी स्वर आवे तो 'म' थायछे. सं+आचार=समाचार. सं+ऋद्धि=समृद्धि.

२. पछी स्पर्शाक्षर आवे तो बिंदुरूपे लखाय अथवा स्पर्शाक्षरना वर्गनो अनुनासिक थाय. सं कल्प=संकल्प के सङ्कल्प. सं+ताप=संताप के सन्ताप.

३. पछी अस्पर्शाक्षर आवे तो बिंदुरूपे लखाय. सं+युक्त=संयुक्त. सं+सार=संसार. सं+हार=संहार.

अनुस्वार संधिमां खरूं जोतां अनुस्वारना जूदा जूदा उपयोग बतावेला छे.

# ૪ विसर्गसंधि.

૧. વિસર્ગ પેહેલાં 'અ' આવે ને પછી ઘોષાક્ષર આવે તો વિસર્ગનો 'ઓ' થાયછે. પરંતું વિસર્ગ મૂળે ર્ હોય તો ર્ રહેછે. જેમકે, મનઃ+ભાવ=મનોભાવ. મનઃ+યત્ન=મનોયત્ન. પુનઃ+વિવાહ=પુનર્વિવાહ.

૨. પેહેલાં 'અ, આ' શિવાયનો સ્વર આવે ને પછી ઘોષાક્ષર આવે તો વિસર્ગનો ર્ થાયછે. નિઃ+દય=નિર્દય. દુઃ+મતિ=દુર્મતિ.

૩. પછી 'શ, ષ, સ,' આવે તો વિસર્ગ એમને એમ રહેછે અથવા તેનો અનુક્રમે 'શ, ષ, સ' થાયછે. નિઃ+સંશય=નિસ્સંશય કે નિઃસંશય. જ્યોતિઃ+શાસ્ત્ર =જ્યોતિઃશાસ્ત્ર કે જ્યોતિશ્શાસ્ત્ર.

૪. વિસર્ગ પછી 'ક, ખ, પ, ફ,' કે 'ટ, ઠ' આવે તો વિસર્ગનો 'ષ' થાયછે નિઃ+કપટ=નિષ્કપટ. નિઃ+ફળ=નિષ્ફળ. પણ કોઈ વાર વિસર્ગ રહેછે. જેમકે દુઃખ. અંતઃકરણ. અપવાદ—નમસ્કાર.

૫. વિસર્ગ પછી 'ચ' આવે તો વિસર્ગનો 'શ' થાય છે ને 'ત' આવે તો 'સ' થાયછે. નિઃ+ચય=નિશ્ચય. નિઃ+તેજ=નિસ્તેજ.

ટીકા. શુદ્ધસંસ્કૃત શબ્દો સંધિ થયેલા ગુજરાતીમાં વપરાયછે પણ જે શબ્દો ગુજરાતી થઈ ગયા છે તેની સંધિ થતી નથી. ઉદાહરણ જેવી ઈચ્છા, ભલે આવ્યા. ખટરસ (सं.षड्रस).

---

## जोडाक्षर.

જ્યારે બે કે અધિક વ્યંજનનો ઉચ્ચાર એવો સાથે આવે કે તેમની વચ્ચે કેઈ સ્વર સંભળાતો નથી ત્યારે **જોડાક્ષર** (યુકતાક્ષર) થાયછે. જેમકે ક્મ, જ્ય. પાંખડાવાળો અક્ષર પેહેલો હોય તો તેનું પાંખડું ઉડી જાયછે. જેમકે; ત્+ય=ત્ય, પ્+લ=પ્લ, (પાંખડું=પલાખું=ા)

ર પલાખાંવાળા અક્ષરો સાથે જોડાય ત્યારે તેનું ્ આવું ચિન્હ થાયછે. અને પલાખાં વગરના અક્ષરો સાથે જોડાય ત્યારે ્ર આવું ચિન્હ થાયછે. જેમકે ત્ર, ટ્ર. કોઈ અક્ષરમાં ર્ પેહેલો હોય તો તેની ‘ ર્ ’ આવી નીશાની કરાયછે તેને રેફ કહેછે. જેમકે ર્મ, ર્હ. શ ની સાથે ર, લ, વ, ન, ચ, જોડાયછે ત્યારે ઘણુંકરીને શ નું ‘શ્’ આવું રૂપ થાયછે; જેમકે શ્ર, શ્વ.

ત્ ને ત જોડવો હોય તો ત્ત થાયછે. કેટલાએક જોડાક્ષરો બે રીતે લખાયછે; જેમકે ક્‌ત, क्त.

પ્લુત.— રોવા, ગાવા, વિગેરેમાં કોઈ સ્વર દીર્ઘ કરતાં પણ લંબાવીને બોલાય તો તેનો **પ્લુત** થઓ એમ કેહેવાયછે; જેમકે ઓઓઓ........................ અરેએએ.................

---

## ૫ શબ્દવિન્યાસ.

શબ્દો તથા તેનાં વિવિધરૂપો, વ્યુત્પત્તિ, જોડણી, વર્ગ ઇત્યાદિનું વર્ણન શબ્દવિન્યાસમાં આવેછે. કો-ઈપણ અવાજને સાધારણ અર્થમાં શબ્દ કહેછે. આવા શબ્દ બે જાતના છે ૧. **અર્થ સહિત** ૨. **અર્થરહિત**. વ્યાકરણમાં માત્ર અર્થ સહિત શ-બ્દનું વર્ણન આવેછે તેથી તેમાં શબ્દને "અર્થવાળો અવાજ" એવી સંજ્ઞા આપેલીછે. શબ્દ એકાક્ષરી કે અનેકાક્ષરી હોયછે. જેમકે હું, નિશાળ.

વાકય સંબંધ જોતાં શબ્દના બે મોટા વર્ગ ઠરેછે. ૧. **આખ્યેય** એટલે **વિકારી** ૨. **અવ્યય** એટલે **અવિકારી**. આખ્યેયના બે ભાગ છે. ૧.

**વિષયપદ**. ૨. **ક્રિયાપદ**. વિષયપદના બે ભાગ છે. ૧. **નામ**. ૨. **સર્વનામ**. નામ અને સર્વનામ વિશેષ્ય કે વિશેષણને અર્થે વપરાતાં કોઈ વિષયને દર્શાવેછે માટે **વિષયપદ** કહેવાય છે. નામના બે પ્રકાર છે. ૧. સત્વવાચક નામ (આને એકલું નામ પણ કહે છે). ૨. ગુણવાચકનામ કે વિશેષણ (વિશેષણને બદલે ગુણવાચક નામ એ શબ્દ કવચિતજ વપરાયછે). અવ્યયના ચાર ભેદ છે. ૧. ક્રિયાવિશેષણ ૨. નામયોગી. ૩. વાકયયોગી. ૪. કેવળપ્રયોગી કે ઉદ્ગાર. એ બધા મળી શબ્દના આઠ વર્ગ છે. ૧. **નામ**, ૨. **સર્વનામ**, ૩. **વિશેષણ**, ૪. **ક્રિયાપદ**, ૫. **ક્રિયાવિશેષણ**, ૬. **નામયોગી**, ૭. **વાકયયોગી**, ૮. **ઉદ્ગાર**.

---

## નામ.

ઇંદ્રિએ કે મને કરીને જે વિષયો આપણા જાણ્યામાં આવેછે તે દરેક વિષયના નામને **નામ** કહીએ. નામના ત્રણ વિભાગ છે.

૧. **વિશેષનામ**—જે નામ એકજ વિષયને બીજા

બધા વિષયોથી જુદો પાડે છે તે; હરીલાલ, સુરત, સાબરમતી.

૨. **સામાન્યનામ**- જે નામ એકજ જાતના વિષયોને બીજી બધી જાતના વિષયોથી જુદા પાડેછે તે. તેના પાંચ ભેદછે. ૧. વર્ગસૂચક. કવિ, પિતા. ૨. સંઘસૂચક. લશ્કર. ૩. ચીજોનાં નામ. ગોળ, સોનું. ૪. આંકડા, તોલ, માપ, અંતર, કાલ આદિનાં નામ. પાંચશેર, તસુ, ગાઉ, ઘડી. ૫. કર્તૃસૂચક. કર્તા, વક્તા, ચાલનાર ઇ૦.

સામાન્યાર્થે વિશેષનામ પણ સામાન્યનામમાં ગણાય. જેમકે, તમે તો મોટા કાળીદાસ છો. આ વાક્યમાં કાળીદાસ એ સામાન્ય નામ છે.

૩. **ભાવવાચકનામ**- વિષયોથી છૂટા પાડેલા ગુણોના નામને ભાવવાચક નામ કેહેછે. તેના પણ પાંચ ભેદછે. ૧. સ્થિતિસૂચક. ઊંઘ, ઉજાગરો. ૨. ક્રિયાસૂચક. વિચાર, દોડવું, માગણી, શિખામણ. ૩. સંબંધસૂચક. સગાઈ, મિત્રાચારી. ૪. ગુણસૂચક, સત્યતા, ભલાઈ. ૫. ન્યૂનાધિકસૂચક- વધારો, ભરતિ, ઘટ ઇ૦

વાક્યસંબંધ જોતાં નામ તથા બીજા શબ્દોને જાતિ, વચન કે વિભક્તિ લાગેછે. નામ અને સર્વનામને ત્રણ

લાગેછે. કેટલાંક વિશેષણને જાતિ તથા વચન લાગે છે અને કેટલાંકને કંઈપણ લાગતું નથી. ક્રિયાપદને જાતિ તથા વચન લાગેછે એ સિવાય બીજી જાતના શબ્દોને કંઈપણ લાગતું નથી. એટલે તેમનાં રૂપ બદલાતા નથી તેથી તેઓ અવ્યય કહેવાયછે.

---

## જાતિ.

કોઇ નામ વિષે વિચાર કરતાં તે નર છે, નારીછે કે બેમાંનું એકે નથી એવું જે આપણે સમજીએ છીએ તે **જાતિ** કહેવાયછે. ગુજરાતીમાં ત્રણ જાતિછે;–નર, નારી, નાન્યતર. આ ત્રણે જાતિને સંસ્કૃતમાં અનુક્રમે પુલ્લિંગ, સ્ત્રીલિંગ, નપુંસકલિંગ કહેછે. ઈંગ્રેજી વિગેરે કેટલીક ભાષાઓમાં પ્રાણીવાચક નામ કે સર્વનામનેજ જાતિ લાગેછે; પણ ગુજરાતીમાં બધા આખ્યેય શબ્દોને જાતિ લાગેછે. હિંદી વિગેરે કેટલીક ભાષાઓમા નર ને નારી એવી બેજ જાતિ હોયછે. ગુજરાતીમાં જાતિ માટે કંઈપણ ધોરણ લાગતું નથી. ઘણું કરીને અર્થ રૂપ કે રૂઢી પ્રમાણે જાતિ લાગેછે; તેથીકરીને બીજી ભાષા બોલનારા લોકોને ગુજરાતી ભાષાની જાતિ શીખવી ઘણીજ મુશ્કેલ પડેછે. બીજી ભાષા

ના શબ્દોની પણ પોતાની અસલજાતિ ગુજરાતીમાં કોઇવાર ફરી જાયછે. નીચેના ત્રણ નિયમો જાતિ ઓળખવાનો માત્ર રસ્તો બતાવેછે. ૧. જે નામ પોતાના અર્થમાં પુરૂષપણું બતાવે છે અથવા પુરૂષની પેઠે બોલાયછે અથવા જેને છેડે 'ઓ' કે 'અ' આવેછે, તે ઘણુંકરીને **નરજાતિનું** કેહેવાયછે. જેમકે, ઘોડો, પુરૂષ. ૨. જે નામ પોતાના અર્થમાં સ્રીપણું બતાવે છે અથવા સ્રીપેઠે બોલાયછે, અથવા જેને છેડે ઘણુંકરીને 'ઈ' કે 'આ' આવે છે તે **નારીજાતિનું** નામ કેહેવાયછે. ૩. જે નામ પોતાના અર્થમાં પુરૂષપણું કે સ્રીપણું બતાવતું નથી અથવા જેને છેડે ઘણુંકરીને 'ઉ' કે 'આ' આવેછે તે **નાન્યતરજાતિનું** કેહેવાયછે. નામના છેલ્લા અક્ષરને ધોરણે જોતાં પણ જાતિ જણાવવાને માટે કોઇ નિયમ ઠરતો નથી, તે નીચેના દાખલાઓથી ધ્યાનમાં આવશે.

'અ'કારાંત—નર.—સુતાર, વાઘ, લોક.

નારી.—ખાંડ, વાત, હિંગ, લાત, કાતર, જાત, ઈ૦

નાન્ય૦—નગર, લંબાણ, વ્યાકરણ, નામ, તેલ, અમદાવાદ.

'આ'કારાંત–નર.–પિતા, ધા, મહીકાંઠા.

નારી.–માતા, હવા, ઇચ્છા, ગંગા, બાધા.

નાન્ય૦–કલકત્તા, પાલીતાણા, વડોદરા.

'ઈ'કારાંત–નર.–રવિ, ધોબી, હાથી, સારાભાઈ.

નારી.–મતિ, ગતિ, ગાડી, વાડી, ગુ–લબાઈ.

નાન્ય૦–પક્ષિ, દહીં, ઘી, પાણી, મોતી, બી, મુંબાઈ.

'ઉ'કારાંત–નર.–લાડુ, શત્રુ, વાયુ, ચરૂ, ગુરૂ ઇ૦

નારી.–સાસુ, વસ્તુ, જૂ, લૂ, ઇ૦

નાન્ય૦–આંસું, શેલું, રૂ, મરચું, કાજૂ.

'એ'કારાંત–નર.–મે (મેહ), (મે માસ), વે (વ્હે), ખે (ક્ષય), કાથવટે, કુંતે.

નારી.–હે (મશ્કરી), જે (જય), ચે (ચેહ=ચિતા), હરડે, લે (લ્હે =ટેવ), પ્રલ્લે (પ્રલય=નાશ), ને (હુકાની), રેલવે, પડવે, વલે (શાક્ષા).

'ઐ'કારાંત–નર.–ખૈ (ક્ષયરોગ), જૈ (જઈ=પૈ–સો), સૈ (દરજી).

નારી.-પૈ (પાઇ), તીરપૈ (તરવઇઆ),
લૈ (લાહી), ખૈ (ખાડી), નૈ
(દુધિ), ષૈ (સાસુ), રૈ (રાઈ),
હવૈ. મલૈ ઇ૦.

નાન્ય.-પૈ (પરડું), વારૈ (પાલણપુર
પાસે ગામછે).

'ઓ'કારાંત-નર.-ભો (ભય), કરો, રોટલો ઇ૦.

નારી.-જળો, છો, ગળો, ઘો, ખો
(જાડી દોરી અથવા ગંધ),
ખો (ટેવ), ભોંગાવો (નદીછે).

નાન્ય.-મોં (મુખ), લો (લોહ=લોઢું),
સરો (સુરનું ઝાડ), ગ્લાસગો
ઇત્યાદિ શેહેરનાં નામો.

'ઔ'કારાંત-નર.-રૌ (બલાત્કાર).

નારી.-ગૌ (ગાય).

નાન્ય.-ખૌખૌ (બાળકનું ખાવાનું).

નર. કે નાન્ય.-બૌ (બાળકનું ભાવતું
ખાવાનું), હૌ (હાઉ,
જીવડું).

'ઋ'કારાંત-નર.-ભ્રાતૃ, પિતૃ ઇ૦.

નારી.—માતૃ, શ્વશ્રૂ.
નર કે નાન્ય૦ ઈસ્કૃ.

'અં'કારાંત—નાન્ય૦ અષ્ટં પષ્ટં.

'આં'કારાંત—નર.—મોરજાં, શેરખાં.
નારી.—નુરજહાં.
નાન્ય.—ફાંફાં.

કેટલાંક નામ એક કરતાં વધારે જાતિમાં વપરાયછે. જેમકે, તંબાકુ (સુરતમાં નર. ને અમદાવાદમાં નારી.) સોપારી (અમદાવાદમાં નારી. સુરતમાં નાન્ય.). મેજ (ત્રણે જાતિ). ગુજરાત (ત્રણે જાતિમાં). ચાલ (નર. ને નારી,). જાન (વરની જાન—નારી.) નુકશાન, નાન્ય. જીવ, નર. વખત (નર. ને નારી.) શોધ (નર. ને નારી.) તપાસ (નર. ને નારી.) વર્ગ (નર. ને નારી.) ચા (નર. ને નારી.) અગ્નિ (નર. ને નારી.) ઘાસ (નારી. ને નાન્ય.). માણસ (નર.ને નાન્ય.). આયુષ (નર. ને નાન્ય.). ઘડીઆળ (નારી. નાન્ય.). કેટલાંક નામને ત્રણ જાતિના ને કેટલાકને બે જાતિના પ્રત્યયો લાગેછે; છોકરો, છોકરી, છોકરૂં; ઘોડો, ઘોડી, ઘોડું; મામો, મામી; ફૂઆ, ફોઈ; કેટલાંક નામને નારી જાતિનો પ્રત્યય લાગે છે ત્યારે ઓછું

ફદ બતાવે છે. જેમકે. ચોપડો, ચોપડી; કાંકરો, કાંકરી; રોટલો, રોટલી; દાબડો, દાબડી; તાવડો, તાવડી; કડછો, કડછી; લાડુ, લાડુડી; ઇ૦. પ્રાણીવાચક નરજાતિના નામની નારીજાત કરવી હોય તો અંત્યાક્ષર ઉડી ગયા પછી અણ, એણ, આણી, ણી, ની, અડી, ઇ, ઇત્યાદિ પ્રત્યયો લાગેછે. પારસી, પારસણ; નાગર, નાગરણ; મરેઠો, મરેઠણ, મરેઠી; પટેલ, પટલાણી (આ દાખલામાં 'ટ' ની માત્રા ઉડી ગઇ છે); પતિ, પત્નિ; હજામ, હજામડી; ભીલ, ભીલડો; દાદો, દાદી; બિલાડો, બિલાડી.

---

## वचन.

કોઈ વિષયનું નામ લીધું હોય તો તેમાં અર્થ એકપણાનો કે અનેકપણાનો હોય એવું જે સમજાય છે તેને **વચન** કેહેછે. સંસ્કૃત ભાષામાં ત્રણ વચન છે; એકવચન, દ્વિવચન અને અનેકવચન; પણ ગુજરાતીમાં બે છે; એકવચન ને અનેકવચન અથવા બહુવચન. **એકવચન**માં એકપણાનો તથા **અનેકવચન**માં એક કરતાં અધિકપણાનો અર્થ રેહેલો

છે. વચનના નિયમો નીચે પ્રમાણે છે. ૧. ઘ- ણાંખરાં નામને 'ઓ' લગાડયાથી અનેકવચન થાય છે; વસ્તુ, વસ્તુઓ; જૂ, જૂઓ; રાજા, રાજાઓ. 'અ'કારાંતનામોને 'ઓ' લાગતાં પેહેલાં અંત્યસ્વર 'અ' ઉડી જાયછે. ૨. નરજાતીનાં નામને છેડે 'ઓ' હોય તો તેનો 'આ' થાયછે, અને કોઈવાર 'આ' થયા પછી 'ઓ' વધારાનો લાગે છે. ઘોડો, ઘોડા અથવા ઘોડાઓ છોકરો, છોકરા કે છોકરાઓ. ૩. નાન્યતર જાતિનાં નામને છેડે ઉં હોય તો તેનો 'આં' થાય છે; ઈંડું, ઈંડાં; મીંડું, મીંડાં; બૈરૂં, બૈરાં. કેટલાંક ગામડાંઓમાં તેમાં વિશેષે કરીને ચરોતરમાં ઘણાંખરાં નાન્યતર જાતિનાં નામને બહુવચનમાં 'આં' લાગે છે તથા કાઠીઆવાડમાં કેટલાંક નામને બહુવચનમાં 'યું' કે 'ઉં' લાગેછે, જેમકે, ઘર, ઘરાં; બોર, બોરાં; ગાય, ગાયું; બકરી, બકરીયું; ભેંસ, ભેંસું-ભેસ્યું. ૪. કેટલાંક નામ બંને વચનમાં ઘણુંકરીને સરખાંજ રેહે છે; મોતી, જળો, છો, મોં, હરડે, સુતરફેણી, બરફી. ૫. કેટલાંક નામનું બહુ વચન થતુંજ નથી. ઘી, રૂપું, ગોળ, રેતી, તેલ, ચીમનલાલ, કડી. ૬ કેટલાંક નામ અનેકવચનમાંજ વપરાય છે; સવા, ઘઉં,

મમરા, અડદ, બખાણ, ફાંફાં, લાડ, ઈ૦. ૭. કેટલાંક નામ એક વચનમાં હોય પણ માનાર્થે બહુવચનમાં બોલાય છે; બ્રહ્મા–રામજી–ચુનીલાલ આવ્યા; મ–હારાજ પધાર્યા; રાણી સાહેબ રડાં છે; માસ્તર સાહેબ ગયા.

---

## વિભક્તિ.

વાકયમાં નામને નામ સાથે અથવા ક્રિયાપદ સાથે અનેક સંબંધ હોયછે. તે સંબંધને **વિભક્તિ** કહેછે. આ સંબંધ બતાવવા માટે પ્રથમ જૂદા-શબ્દો વપરાતા હશે. આ શબ્દો ધીમેધીમે ટુંકા થઈને પ્રત્યયો થઈ ગયાછે; પ્રથમામાં ને ઘણુંકરીને દ્વિતીયામાં ને સંબોધનમાં આ પ્રત્યયો પણ વપરાતા નથી. માટે પ્રત્યય ઉપર લક્ષ નહિ આપતાં અર્થ પ્રમાણે નામની વિભક્તિ ઠરેછે. ગુજરાતીમાં સંબોધન સહિત આઠ વિભક્તિઓ છે: તેમનાં નામ, પ્રત્યયો તથા શાને અર્થે વપરાય છે તે ઉદાહરણ સહિત નીચે પ્રમાણે છે.

| નામ. | પ્રત્યય. | અર્થ. | ઉદાહરણ. |
|---|---|---|---|
| ૧. પ્રથમા. | નથી. | કર્તા. | પુત્ર. |
| ૨. દ્વિતીયા. | (નથી) કોઇવાર "ને". | કર્મ. | પુત્ર, પુત્રને. |
| ૩. તૃતિયા. | એ, એં. | કરણ કે કર્તા. | પુત્રે. |
| ૪. ચતુર્થી. | ને. | સંપ્રદાન, કોઈવાર અનુપસ્થ કર્મ. | પુત્રને. |
| ૫. પંચમી. | થી, થકી. | અપાદાન. | પુત્રથી. |
| ૬. ષષ્ઠી. | નો, ની, નું, ના. | સંબંધ. | પુત્રનું. |
| ૭. સપ્તમી. | માં, એ. | અધિકરણ. | પુત્રમાં, બજારે. |
| ૮ અષ્ટમી કે સંબોધન. | નથી. | સંબોધન. | (હે)પુત્ર. |

દ્વિતીયામાં કોઈવાર 'ને' પ્રત્યય લાગેછે; જેમકે, હું પુત્રને લાવ્યો. ચતુર્થી કોઈવાર સંપ્રદાનને અર્થે ને કોઈવાર અનુપસ્થ કર્મને અર્થે વપરાયછે; જેમકે,

મને દુઃખ થાયછે(સંપ્રદાન). તેણે મને ચોપડી આપી (અનુપસ્થ કર્મ). પ્રથમામાં નામને છેડે 'ઓ' અથવા 'ઉં' હોય તો તેનો સંબોધનમાં 'આ'થાય છે. જેમકે પ્રથમા. ઘોડો, છોકરૂં. સંબોધન. ઘોડા, છોકરા (બહુવચન. હે છોકરાં).

કોઈવાર એક કરતાં વધારે વિભક્તિઓના પ્રત્યય સાથે અવેછે; જેમકે, કુવામાંથી, શેહેરમાંનાએ. કોઈવાર ત્રીજી વિભક્તિમાં બે નામ જૂદા અર્થમાં સાથે આવે છે; તેં હાથે કામ કર્યું; આમાં તેં કર્તા અને હાથે કરણ બતાવેછે.

વિભક્તિના પ્રત્યયોને બદલે કોઈવાર તેમને મળતા નામયોગી શબ્દો વપરાયછે; જેમકે, "હાથે"ને બદલે હાથવડે, હાથેકરીને; "નગરને" બદલે નગરમાટે, સારૂ, કાજે, વાસ્તે, અર્થે, લીધે. "નદીએ" કે "નદીમાં" ને બદલે નદી વિષે, મધ્યે, અંદર, માંહે, મોઝાર. કવિતામાં કોઈવાર વિભક્તિના પ્રત્યયો પડતા મેલાયછે ને છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો તણો, તણી, તણું, તણાં, કેરો, કેરી, કેરૂં, કેરાં, વપરાયછે.

વિભક્તિના પ્રત્યયો લગાડતા પહેલાં કેટલાક નામોના અંત્ય સ્વરમાં નીચેના નિયમો પ્રમાણે ફેરફાર

થાય છે.

૧. 'ઓ'કારાંત નર ને 'ઉ'કારાંત નાન્યતરજાતિના નામને એકવચનમાં 'ઓ' અને 'ઉ' નો આ કરવો પડેછે; જેમકે, ઘોડો, ઘોડાથી; ઈડું, ઈડાને.

૨. 'અ'કારાંત શબ્દોને, 'અ' કહાડી નાંખ્યા પછી ત્રીજીનો પ્રત્યય 'એ' લગાડાયછે. જેમકે, માણસનું તૃતીયા માણસે.

૩. 'ઓ'કારાંત નરને 'ઉ''કારાંત નાન્યતરજાતિનાં નામોને 'ઓ, ઉં'નો 'અ' કર્યા પછી, કે તેમને બિલકુલ કહાડી નાંખીને ત્રીજીનો પ્રત્યય લગાડાયછે; જેમકે, છોકરો, છોકરાએ અથવા છોકરે; ઈડું, ઈડાએ અથવા ઈડે.

એ શિવાય બાકીનાં બધાં નામનાં રૂપ વિભક્તિના પ્રત્યય લાગવાથી વિકાર પામતાં નથી.

જે નામને બહુવચનના પ્રત્યયો લાગતા નથી તેઓનાં રૂપ વિભક્તિ લાગવાથી બંને વચનમાં સરખાં રહેછે; જેમકે, ઘણાંમાં.

છઠ્ઠી વિભક્તિ વિકારી વિશેષણ જેવો છે, તેથી તેના પ્રત્યયોને જાતિ અને વચન લાગેછે. બીજી સઘળી વિભક્તિઓના પ્રત્યય અવિકારીછે.

# नामनां रूपाख्यान.

## પારસી ('ઈ'કારાત નર.)

| એકવચન. | બાહુવચન. |
|---|---|
| ૧લી. પારસી. | પારસીઓ. |
| ૨જી. પારસી, પારસીને. | પારસીઓ, પારસીઓને. |
| ૩જી. પારસીએ. | પારસીઓએ. |
| ૪થી. પારસીને. | પારસીઓને. |
| ૫મી. પારસીથી, થકી. | પારસીઓથી, થકી. |
| ૬ઠી. પારસીનું, ની, નો, ના. | પારસીઓનું, ની, નો, ના. |
| ૭મી. પારસીમાં. | પારસીઓમાં. |
| સંબોધન. (હે, અલ્યા) પારસી. | (હે, અલ્યા) પારસીઓ. |

## જૂ ('ઉ'કારાંત નારી.)

| | |
|---|---|
| ૧લી. જૂ. | જૂઓ. |
| ૨જી. જૂ, જૂને. | જૂઓ, જૂઓને. |
| ૩જી. જૂએ. | જૂઓએ. |
| ૪થી. જૂને. | જૂઓને. |
| ૫મી. જૂથી થકી. | જૂઓથી, થકી. |
| ૬ઠી. જૂનું, ની, નો, ના, નાં. | જૂઓનું, ની, નો, ના, ના. |
| ૭મી. જૂમાં. | જૂઓમાં. |
| સંબોધન. (હે, અલી) જૂ. | (હે, અલી) જૂઓ. |

કોઈ વેળા 'પણ'ને બદલે 'એ' પ્રત્યય આવે ત્યારે ગફલત ખાવી નહિ; જેમકે, ભોગીલાલે આવ્યા હતા એટલે ભોગીલાલ પણ આવ્યા હતા. આ ઠેકાણે ભોગીલાલ પ્રથમા વિભક્તિમાં છે.

વિભક્તિ ('ઇ'કારાંત નારી.)

| | | |
|---|---|---|
| ૧લી. | વિભક્તિ. | વિભક્તિઓ. |
| ૨જી. | વિભક્તિ, વિભક્તિને. | વિભક્તિઓ, વિભક્તિઓને. |
| ૩જી. | વિભક્તિએ. | વિભક્તિઓએ. |
| ૪થી. | વિભક્તિને. | વિભક્તિઓને. |
| ૫મી. | વિભક્તિથી, થકી. | વિભક્તિઓથી, થકી. |
| ૬ઠી. | વિભક્તિનું, ની, નો, ના, નાં. | વિભક્તિઓનું, ની, નો, ના, નાં. |
| ૭મી. | વિભક્તિમા. | વિભક્તિઓમાં. |
| સંબોધન. | (હે, અલી) વિભક્તિ. | (હે, અલી) વિભક્તિઓ |

ઘરને સાતમીનો 'એ' પ્રત્યય લગાડી કાઠીઆવાડમા વાપરેછે; જેમકે, તે ઘરે ગયો; પણ બીજે ઠેકાણે ઘરેને બદલે ઘેર વપરાયછે, જેમકે, તે ઘેર ગયો.

# સર્વનામ.

સત્ત્વવાચક નામને ઠેકાણે જે વપરાયછે તેને **સાર્વનામ** કહીએ. સર્વનામના મુખ્ય બે ભાગ છે. ૧. વિશેષ્યસર્વનામ. ૨. વિશેષણસર્વનામ.

વિશેષ્યમાં પુરૂષવાચક અને સ્વાર્થ કે સ્વવાચક સર્વનામ એવા બે પ્રકારછે. અને વિશેષણ સર્વનામમાં તત્પદાપેક્ષક, પ્રશ્નાર્થ, દર્શક, અનિશ્ચિત અથવા સામાન્ય સર્વનામ એવા ચાર પ્રકારછે. એટલે બધા મળીને સર્વનામના છ પ્રકાર છે.

૧. **પુરૂષવાચક**—બોલનાર પુરૂષ અને તેની સાથે જે બોલેછે અને જે વિષે તે બોલેછે, તે નામને ઠેકાણે જે શબ્દો વપરાયછે તેઓ **પુરૂષવાચક** સર્વનામ છે. તેના પાંચ ભેદ છે.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ્રથમ પુરૂષ. | હું. | અમે. |
| દ્વિતીય પુરૂષ. | તું. | તમે. |
| તૃતીય પુરૂષ. | તે. | તેઓ. |
| પ્રથમ દ્વિતીય સાથે. | | આપણે, આપણ. |
| માનાર્થે દ્વિતીય. | આપ. | આપ. |

૨. **સ્વાર્થ કે સ્વવાચક**—જે જન બોલેછે, જેની

સાથે બોલેછે, ને જેના સંબંધી બોલેછે, તેના ઉપર કહેલી વાતને ફેરવીને ઠસાવીને બોલીએ તો **સ્વાર્થ** કે સ્વવાચકસર્વનામ વપરાયછે. જેમકે, પોતે, પોતપોતાનું.

૩. **તત્પદાપેક્ષક**–પેહેલાં બોલેલી કે સમજેલી કોઈ વાત વિષે જ્યારે ફરીથી વાત થાયછે ત્યારે જે સ-ર્વનામ વપરાયછે તેને **તત્પદાપેક્ષક** સર્વનામ કહેછે. જેમકે, જે છોકરો આવ્યો તે.

૪. **પ્રશ્નાર્થ**–પ્રશ્ન પુછતાં જે વપરાયછે તેઓ **પ્રશ્ના-ર્થ**સર્વનામ કહેવાયછે. શો,શી,શુ,કયુ,કોણ,કયો, કયી.

૫. **દર્શક**–જે શબ્દ કોઈ વિષયને બીજાથી જૂદા કરીને જાણે કે તેને આંગળીએ દેખાડવાની પેઠે ક-રીને, તે સંબંધી નિશ્ચય કરીને કહેછે તેને **દર્શક** સર્વનામ કહેછે. જેમકે, આ, એ, તે, પેલો, ઓલ્યો.

૬. **અનિશ્ચિત** કે **સામાન્ય**–કોઈ વસ્તુનો નિશ્ચય કર્યા વિના જાણે સંદેહ રાખીને બોલીએ તો તે **અનિશ્ચિત** અથવા **સામાન્ય**સર્વનામ કહેવાયછે. જેમકે, કોઈ, પ્રત્યેક, હરેક, કોઇએક, કંઈ, કાંઈક, કંઈક, કંઈએક, જે કોઈ, હરકોઇ, અમુક, ફલાણું. એ,આ, જે,તે,કે, આ પાંચ સર્વનામ ઉપરથી કેટલાંએક વિશેષણ તથા ક્રિયાવિશેષણ સાધિત થાયછે તે નીચે પ્રમાણેઃ–

| ગુણવિશેષણ. | ક્રિયાવિશેષણ. |
|---|---|
| એ, એવડો, એવો, એટલો. | એમ, અહીયાં, અત્ર, અહીં. |
| આ, આવડો, આવો, આટલો. | આમ, આંહીં. |
| જે, જેવડો, જેવો, જેટલો. | જેમ, જ્યાં, જહીં. |
| તે, તેવડો, તેવો, તેટલો. | તેમ, ત્યાં, તહીં. |
| કે, કેવડો, કેવો, કેટલો. | કેમ, ક્યાં, ક્હીં. |

## વિશેષણ.

જે શબ્દ નામનો ગુણ અથવા સંખ્યા બતાવેછે તેને **વિશેષણ** કહેછે. જે શબ્દનો ગુણ અથવા સંખ્યા બતાવાયછે તે વિશેષ્ય કહેવાયછે. જેમકે, મોટું ઘર તેમાં 'મોટું' એ વિશેષણ ને 'ઘર' એ વિશેષ્ય છે. વિશેષણની બે મુખ્ય જાત છે; ગુણવાચક, સંખ્યાવાચક, કાળવાચક, સ્થાનવાચક, અને બહુલ્પાર્થ વાચક વિગેરે શબ્દો ગુણવાચકમાં આવે છે. જેમકે, વેહેલો, વચલું, સર્વ, ઘણું, થોડું, અલ્પ, અતિ, હિંદુસ્તાની વિગેરે શબ્દ ગુણવાચક વિશેષણ છે. વિશેષણના રૂપ ઉપરથી તેના બે પ્રકાર થાયછે. ૧. **વિકારી.** ૨. **અવિકારી.** વિકારીવિશેષણ જાતિ, વચન પ્રમાણે બદલાય છે. સારો છોકરો, સારા છોકરા, સારી છોકરી, સારૂં છોકરૂં, સારાં છોકરાં, ચોથી ચોપડી,

ચોથું ધોરણ. પણ અવિકારી બદલાતાં નથી. સફેદ પાઘડી, સફેદ અંગરખું, સફેદ ઘોડો, લાલ લાકડી, લાલ લાકડું, લાલ ફેંટો, લાલ ફેંટાઓ, સરસ, એક, બે, સારૂં, નીચ, લોભી, કપટી, અભણ, લાલચું, આળસુ, ઈત્યાદિ અવિકારી વિશેષણો છે. સંખ્યા વાચક વિશેષણના નીચે પ્રમાણે ભાગ છે.

૧. સંખ્યાર્થ—એક, બે, દશ.

૨. અનુક્રમવાચક—પેહેલો, બીજો, દશમો.

૩. સંખ્યાસંઘાર્થ—બેલું, કોડી, સેકું.

૪. અંશસંખ્યાર્થ કે સંખ્યાંશવાચક—પા, અડધો, સવાબે.

૫. આવૃત્તિવાચક—બેવડું, તેવડું, ચોવડું—ચોગણું, ચારગણું, પાંચગણું.

૬. સંખ્યાવારસૂચક—બબે, ત્રણત્રણ, ચચ્ચાર કે ચારચાર, ઈ.

ઉપર બતાવ્યા સિવાયના બીજા ઘણા શબ્દો વિશેષણમાં ગણી શકાય. જેમકે, સર્વનામ રૂપી વિ-શેષણ—મારૂં, તારૂં, પોતાનું. કૃદંત—કહેલું, કરેલો, વહેતું. અવ્યય-કાલનું, નીચેનું. કેટલાંક વિશેષણ નામ રૂપે વપરાય છે ત્યારે તેમને નામ પ્રમાણે વિ-ભક્તિઓ લાગે છે; જેમકે ગરીબે પૈસાદારને માર્યો. કેટલાંક બેવડાં વિશેષણ છે તેમને **શામાસિક** કે

**સંયુક્ત** કહેછે. જેમકે, ઘણોજ સારો છોકરો, ઘેરો લીલોરંગ.

વિકારીવિશેષણના નર ને નાન્યતર જાતિના એક વચનમાં પંચમીના અર્થે તૃતીયા વિભક્તિનો 'એ' તથા સપ્તમીનો 'એ' પ્રત્યય માત્ર લાગે છે. એ સિવાય બીજા વિશેષણને કોઈ પણ જાતિમાં કોઈપણ વિભક્તિ નો પ્રત્યય લાગતો નથી. જેમકે, સારે શરીરે શું મળ્યું, તે વસ્તું નીચે ગોખલે છે.

વિકારી વિશેષણને તેના વિશેષ્ય પ્રમાણે નર જાતિમાં 'ઓ' નારીમાં 'ઈ' ને નાન્યતરમાં 'ઉ' પ્રત્યયો લાગે છે. પણ એક નર જાતિનું નામ ને બીજું નારી જાતિનું નામ હોય ને તે બંનેનું એક વિશેષણ પછી થી આવતું હોય તો તેને નાન્યતર જાતિના બહુ વચનનો 'આં' પ્રત્યય લાગે છે તે તેજ પ્રમાણે ભૂત કાળમાં ક્રિયાપદનું પણ રૂપ થાયછે. જેમકે,તેનો ભાઈ તથા બેન સારાં છે. પુરૂષ તથા સ્ત્રી બંને માંદાં પડ્યાં.

ઘણું કરીને વિશેષણ નામની પહેલાં આવેછે, પણ કોઈવાર ક્રિયાપક્ષમાં આવે ત્યારે પછીથી આવેછે. જેમકે, પરીક્ષક સારો છે.

કેટલાંક વિશેષણ નામ ઉપરથી પ્રત્યયો લાગીને

થાયછે. જેમ, ધીઆળું, ધીવાળું, ગોળાકાર, આજ્ઞાંકિત, શોકાતુર, જુલમગાર, કદરદાન, મહેરબાન, તીરંદાજ, બળવાન, મતિમાન, વિશ્વાસું, આળસું, ભરૂંસાદાર, લડાઈખોર, અક્કલમંદ, અક્કલવંત, અક્કલહીન, પરાક્રમી, ઉંઘણસી. કેટલાંક વિશેષણ ઉપરથી પ્રત્યયો લાગીને નામ થાયછે. જેમ, ચાલાકી, ગરમી, ઉદારતા, મીઠાસ, ઉંચાણ, ગુલામગીરી, ઉજળામણ, ઘટપણ, ઠંડક, મોટાંઈ.

---

## ક્રિયાપદ.

કોઈ પદાર્થ કે પ્રાણી શું કરેછે અથવા કેવી સ્થિતિમાં છે, તે કહી જણાવનાર શબ્દને **ક્રિયાપદ** કહીએ.

ક્રિયાપદના સંસ્કૃતમાં સૌથી ટૂંકા રૂપને **ધાતુ** કહેછે; ને ગુજરાતીમાં સૌથી ટૂંકા રૂપને **મૂળ** કહેછે. જેમકે, 'કૃ' ધાતુ છે ને 'કર' મૂળ છે. ક્રિયાના કરનારને **કર્ત્તા** કહેછે. ક્રિયાથી કર્ત્તા ઉપજાવે કે વાપરે તેને **કર્મ** કહેછે.

વર્ણ—ક્રિયાપદના બે વર્ણ કે પદ છે. ૧. સકર્મક.

૨. અકર્મક. કર્મવાળા ક્રિયાપદને **સકર્મક** અને કર્મ વગરના ક્રિયાપદને **અકર્મક** કહેછે. જેમકે, મેં ચોપડી વાંચી (સકર્મક); તે દોડેછે (અકર્મક). કેટલાંક ક્રિયાપદ 'ઉભયપદી' કે 'ઉભયવર્ણી' હોયછે. જેમકે, તું રમેછે, તું રમત રમેછે; બાળક ખાયછે, બાળક રોટલી ખાયછે.

ભેદ–મૂળક્રિયાપદમાં વિકાર થવાથી બીજાં ક્રિયાપદ સાધિત થાયછે તેને **ભેદ** કહેછે. ક્રિયાપદના મૂળને **મૂળભેદ** કહેછે. અકર્મક મૂળભેદથી ત્રણ ભેદ થાયછે–૧. કર્મક; ૨. પ્રેરક; ૩. સહ્ય. સકર્મક મૂળભેદથી બે થાયછે; ૧. પ્રેરક; ૨. સહ્ય. ખરૂં જોતાં કર્મકભેદનાં ક્રિયાપદો બધાં સકર્મક છે.

૧. મૂળનાં ઉપાંત્ય 'અ'ની વૃદ્ધિ કર્યાથી **કર્મકભેદ** થાયછે. જેમકે, પડ, પાડ; વળ, વાળ.

કોઇવાર 'અ'નો 'એ' થાયછે. જેમકે, ભળ, ભેળ; ઉખર, ઉખેર. કોઇવાર 'અ'નો 'એ' થઇને 'ડ' લાગેછે. જેમકે, ખસ. ખસેડ.

કોઇ મૂળને છેડે 'ટ' આવે તો ઉપાંત્ય સ્વરનો ગુણ થઇને 'ટ'નો 'ડ' થાયછે. જેમકે, તૂટ, તોડ; છૂટ, છોડ; ફૂટ, ફોડ.

૨. ઉપાંત્ય 'આ' હોય તો તેનો 'અ' કરીને મૂળને 'અવ, આવ, આડ' કે 'વાડ' લગાડવાથી **પ્રેરકભેદ** થાયછે. શીખ, શીખવ; વળ, વળાવ; ધાવ, ધવાડ; સુ, સુવાડ; અપવાદ—મળ, મેળવ; ફર, ફેરવ; ઈત્યાદિ.

૩. ઉપાંત્ય 'આ' હોય તો તેનો 'અ' કરીને મૂળને 'આ' લગાડયાથી **સહ્યભેદ** થાયછે. તપ, તપા; આણ, અણા.

જો મૂળનો અંત્યસ્વર 'આ, ઇ, ઉ, એ' હોય તો મૂળ તથા પ્રત્યયની વચ્ચે 'વ' મૂકાયછે, તે 'વ'ની પેહેલાં અંત્ય 'આ'નો 'અ' થાયછે. જેમકે, પી, પીવા; કહે, કહેવા; ખા, ખવા; જા, જવા; સુ, સુવા.

અકર્મકક્રિયાપદના સહ્યભેદને **ભાવેપ્રયોગ** કહેછે.

બેવડા ભેદ—પ્રેરકની સાથે સહ્યનો પ્રત્યય આવે તો **પ્રેરકસહ્યભેદ** થાયછે. જેમકે, તપ+આવ+આ =તપાવા; કર+આવ+આ=કરાવા; માર+આવ+આ =મરાવા.

પ્રેરકના પ્રત્યયને બેવડાવ્યાથી **દ્વિત્વપ્રેરણાર્થભેદ** થાયછે. જેમકે, કર+આવ+આવ=કરાવાવ; ધાવ+આડ+આવ=ધવડાવ. આમાં 'ધાવ'નો 'ધવ'

થાયછે અને 'આડ'નો 'આ' ઉડી જાયછે.

અર્થ કે વાચ્ય—ક્રિયા કરનારની મનોવૃત્તિને ક્રિયાપદનો **અર્થ** કે **વાચ્ય** કહેછે. વાચ્ય ત્રણ છે; ૧. નિશ્ચયાર્થ અથવા સ્વાર્થ. જેમકે, હું દોડુંછું. ૨. સંશયાર્થ કે સંકેતાર્થ. જેમકે, હું દોડતો હોઉં—હોત; તમે આવત તો હું જાત. ૩. આજ્ઞાર્થ. તું દોડ. આજ્ઞામાં રજા, પ્રાર્થના, ઉપદેશ, આશિર્વાદ ને શાપનો સમાવેશ થાયછે. આમાં બીજા બે અર્થ પણ વધારી શકાય. ૧. શક્યાર્થ. જેમકે, હું દોડી શકયો. ૨. પ્રશ્નાર્થ—તું દોડયો? પણ આ બે અર્થ ઉપલા અર્થમાં સમાઇ જાય છે.

ભાવકર્તૃકક્રિયાપદ—કોઇ વાકયમાં કર્તાનું નામ ન હોય પણ ક્રિયાનો ભાવાર્થ કર્તાને ઠેકાણે દેખાય ત્યારે તેના ક્રિયાપદને **ભાવકર્તૃકક્રિયાપદ** કહેછે. જેમકે પેટમાં દુઃખેછે (દુઃખ છે). ઘણી ઘણી આણીને બનતું નથી. (બનાવટ નથી). જાણે કે (જાણ—અનુમાન થાય કે) તે મોટો કવિ ન હોય! અકર્તૃક ક્રિયાપદ—જયારે કર્તા અધ્યાહાર હોય ત્યારે ક્રિયાપદ **અકર્તૃક** કહેવાયછે. જેમકે, સુજે તે કર; આમાં 'જે' અધ્યાહાર છે; 'જે' સુજે તે કર. રૂચે તેમ કરો, ગમે તેમ કરશો. ઇત્યાદિ.

ક્રિયાનાથ—જે શબ્દ પ્રમાણે ક્રિયાપદનાં વચન, પુરૂષ ને જાતિ બદલાયછે તે ક્રિયાપદનો **ક્રિયાનાથ** કહેવાયછે. ચુનીલાલ આવ્યા, ચુનીલાલે ચોપડી વાંચી. આ વાક્યોમાં 'ચુનીલાલ' તથા 'ચોપડી' ક્રિયાનાથ છે. જ્યારે ક્રિયાનાથ પહેલી વિભક્તિમાં કર્ત્તા હોયછે, ત્યારે †**કર્ત્તરિપ્રયોગ** ને જ્યારે મૂળભેદમાં ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય ને ક્રિયાનાથ કર્મ હોય અથવા મૂળભેદનો કર્ત્તા શક્યભેદમાં પંચમી વિભક્તિમાં હોય ને કર્મ કર્ત્તા થઈ જાય ત્યારે **કર્મણિપ્રયોગ** થાયછે. ચુનીલાલ આવ્યા, આ સ્ત્રી વૈદકશાસ્ત્ર શીખી છે; તે કર્ત્તરીપ્રયોગ છે; ચુનીલાલે ચોપડી વાંચી, મારે પ્રાર્થના કરવી, રામથી રાવણ જીતાયો, (મૂળભેદ—રામે રાવણને જીત્યો), એ કર્મણીપ્રયોગછે.

જ્યારે ક્રિયાનાથ કર્ત્તા કે કર્મ બંનેમાંથી એકે ન હોય એટલે ક્રિયાનાથ બિલકૂલ હોય નહિ ને ક્રિયાપદ અકર્મક હોય તથા કર્ત્તા ત્રીજી અથવા પાંચમી વિભક્તિમાં હોય ત્યારે **ભાવેપ્રયોગ** થાયછે, કેમકે ત્યાં ક્રિયાનાથ ક્રિયાનો ભાવ છે. જેમકે, જેઠાલાલે જવું, મારાથી ખવાય, મગનલાલથી બોલાશું, મા—

---

†સંસ્કૃતમાં કર્ત્તા, કર્મ ને ભાવ એ ત્રણ શબ્દોનાં સપ્તમી વિભક્તિમાં કર્ત્તરી, કર્મણી ને ભાવે એવાં રૂપ થાય છે. પ્રયોગ = સંબંધ.

શાથી જવાયછે, તમારે અહીં રહેવું; ઘણુંકરીને સકર્મકક્રિયાપદના ભૂતકાળમાં કર્મણિપ્રયોગ આવે, પણ કેટલાંક સકર્મક ક્રિયાપદનો પ્રયોગ ભૂતકાળે કર્ત્તરી છે. જેમ, હું તે જમ્યો—બોલ્યો—શીખ્યો—અડયો—ભણ્યો—લાવ્યો—સમજ્યો, મેં જમ્યો ઇ૦ નથી કહેવાતું.

બે કર્મ—કેટલાંક ક્રિયાપદ જેમકે, કહે, આપ, બતાવ, શીખવ, ખવાડ, વિગેરેને બે કર્મ લાગી શકેછે, ત્યારે જે કર્મ બીજી વિભક્તિમાં હોય તે **ઊપરસ્થ** (પાસેનું) અને ચોથી વિભક્તિમાં હોય તે **અનુપરસ્થ** (છેટેનું) કર્મ કહેવાયછે. ઉદાહરણ. મેં ગુણવંતરાયને રમકડું આપ્યું. મેં મૂળચંદને માર્ગ બતાવ્યો.

---

## काळ.

ક્રિયાપદના જે રૂપ ઉપરથી ક્રિયાનો વખત માલમ પડેછે તેને **કાળ** કહેછે.

વખતના ત્રણ સ્વભાવિક ભાગ છે, તેથી કાળના પણ ત્રણ ભાગ છે;

૧. વર્ત્તમાન. ૨. ભૂત. ૩. ભવિષ્ય.

વર્ત્તમાનકાળ એટલે ચાલતો વખત, ભૂતકાળ એટલે થઈ ગયેલો વખત ને ભવિષ્યકાળ એટલે થવાનો વખત. જેમકે હું જાઉંછું, હું ગયો, હું જઈશ.

આ ત્રણ કાળ **અમિશ્ર** અથવા **શુદ્ધ** કહેવાયછે પણ સહાયકારક ક્રિયાપદ 'હો'ની મદદથી બીજા કાળ બનેછે, તેમને **મિશ્રકાળ** કહેછે; તેવા મિશ્રકાળ આઠ છે, તે નીચે પ્રમાણે (ખરૂં જોતાં મુખ્ય ક્રિયાપદ મિશ્રકાળમાં કૃદંતરૂપે રહેછે).

| મુખ્ય. | સહાયકારક. | મિશ્રરૂપનું નામ. | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|---|---|
| ૧. વર્તમાન | +વર્તમાન | =દ્વિત્વવર્તમાન. | કરેછે. | કરતો હોય. |
| ,, | +ભૂત | =વર્તમાન ભૂત. | કરતો હતો. | કરતો હોત. |
| ૨. ભવિષ્ય | +વર્તમાન | =ભવિષ્ય વર્તમાન. | કરવાનો છે. | કરવાનો હોય. |
| ,, | +ભૂત | = ,, ભૂત. | કરવાનો હતો. | કરવાનો હોત. |
| ૩. ભૂત | +વર્તમાન | =ભૂતવર્તમાન. | કર્યોછે. | કર્યો હોય. |
| ,, | +ભૂત | =દ્વિત્વભૂત. | કર્યો હતો. | કર્યો હોત. |
| ૪. વિશેષભૂત | +વર્તમાન | =વિ. ભૂ. વર્તમાન. | કરેલો છે. | કરેલો હોય. |
| ,, | +ભૂત | =દ્વિત્વ. વિ. ભૂત. | કરેલો હતો. | કરેલો હોત. |

ક્રિયાપદને નામની પેઠે બે વચન, ત્રણ જાતિ તથા સર્વનામની પેઠે ત્રણ પુરૂષના પ્રત્યયો લાગેછે. જેમકે–

એકવચન.

| | વર્ત્તમાન. | ભૂત. | ભવિષ્ય. |
|---|---|---|---|
| ૧. પુરૂષ. | હું કરૂં. | મેં કર્યું. | હું કરીશ. |
| ૨. પુરૂષ. | તું કરે. | તેં કર્યું. | તું કરીશ. |
| ૩. પુરૂષ. | તે કરે. | તેણે કર્યું. | તે કરશે. |

બહુવચન.

| | | | |
|---|---|---|---|
| ૧. પુરૂષ. | અમે કરીએ. | અમે કર્યું. | અમે કરીશું. |
| ૨. પુરૂષ. | તમે કરો. | તમે કર્યું. | તમે કરશો. |
| ૩. પુરૂષ. | તેઓ કરે. | તેઓએ કર્યું. (તેમણે કર્યું). | તેઓ કરશે. |

નરજાતિ. હું દોડયો. નારી. તું દોડી. નાન્ય. કુતરૂં દોડયું.

મૂળ ક્રિયાપદ ઉપરથી એવા શબ્દો ઉત્પન્ન થાય કે તેમાં ક્રિયાનો તેમજ શબ્દોના બીજા વર્ગોનો અર્થ આવે ત્યારે તેવા શબ્દોને **કૃદંત** કહેછે. તેથી કૃદંત સર્વનામ શિવાય બીજા બધા વર્ગોમાં જઈ શકે છે. કૃદંતના સાત ભાગ છે.

૧. વર્ત્તમાન —કરતો—તી—તું—તા—તી—તાં. વિશેષણ.
૨. ભૂત —કર્યો—રી—ર્યું—ર્યા—રી—ર્યાં. ,,
૩. ભવિષ્ય —કરવાનો—ની—નું—ના—ની—નાં. ,,
૪. વિશેષભૂત — કરેલો—લી—લું—લા—લી—લાં. ,,
૫. સંબંધકભૂત—કરી—કરીને—અવિકારી (અવ્યય).
૬. સામાન્ય —કરવો—વી—વું—વા—વી—વાં. વિશેષ્ય (નામ).

૭. કર્તૃવાચક —કરનાર (અવિકારી) કરનારો—રી—રું રા—રી—રાં. (વિકારી) વિશેષ્ય.

સંયુકતક્રિયાપદ—કેટલાંક ક્રિયાપદ બીજાની સાથે મળીને સંયુકત (જોડેલો) અર્થ ઉત્પન્ન કરેછે ત્યારે તે બંને મળીને **સંયુકત** ક્રિયાપદ થાયછે. જેમકે, થઈ રહ્યું, નાશી ગયો, ચાલતો થયો, પહેલા ક્રિયાપદને વિકૃત (બદલાયલું) ને બીજાને વિકારક (બદલનાર) કહેછે.

અપૂર્ણ ક્રિયાપદ—જે ક્રિયાપદને બધાં રૂપ લાગતાં નથી તેને **અપૂર્ણ** (અધુરૂં) ક્રિયાપદ કહેછે, જેમ, હો, જોઈએ, એ ક્રિયાપદો અપૂર્ણ છે.

નિષેધાર્થ ક્રિયાપદ—ક્રિયાપદ સાથે ન—ના—નહીં—મા. ઈત્યાદિ નકાર વાચક શબ્દો મેળવવાથી નિષેધાર્થ

ક્રિયાપદ થાયછે. જેમકે, ખાઈશ નહીં. કર મા. 'હો' ક્રિયાપદને વર્તમાનકાળમાં 'ન' લગાડવાથી "નથી" (સંસ્કૃત, નાસ્તિ) એટલે છે નહીં એવું રૂપ થાય છે.

નામયુક્ત ક્રિયાપદ—'કર' ક્રિયાપદ નામની સાથે આવીને તે નામના અર્થનું ક્રિયાપદ કરાવેછે ત્યારે તેને **નામયુક્ત** ક્રિયાપદ કહેછે. જેમકે, રાજા રાજ્ય કરેછે. મેં વિચાર કીધો. આમાં "રાજ્ય કરેછે" "વિચાર કીધો" એ નામયુક્ત ક્રિયાપદ છે. રાજ્ય ને વિચારને જુદાં પણ પાડી શકાય.

---

## काळप्रत्यय.

પ્રત્યય વગરના ક્રિયાપદના સાદા રૂપને **મૂળ** કહેછે. જેમ, કર, ખા, જા. ક્રિયાપદનું સામાન્ય રૂપ પ્રથમ મૂળને તથા તેથી સાધિત થયેલા રૂપને 'વું' લગાડવાથી થાયછે. જેમ, કર, કરવું, કરાવવું. ખા, ખાવું, ખવાડવું. જાનો આ ઉડી જાયછે જવું.

વર્તમાનકાળમાં મૂળને નીચે પ્રમાણે પ્રત્યયો લાગેછે.

| | એક વ૦ | અનેક વ૦ |
|---|---|---|
| પ્રથમ પુરૂષ, | ઉં છું. | ઈએ છીએ. |

બીજો પુરૂષ. એ છે. ય છે. ઓ છો.
ત્રીજો પુરૂષ. એ છે. ય છે. એ છે. ય છે.

આ પ્રત્યયો મૂળનો અંત્ય 'અ' ઉડાવીને લગાડવા.

દાખલો. હું કરૂંછું—ખાઊંછું. અમે કરોએ છીએ—ખાઈએ છીએ.

તું કરેછે—ખાયછે. તમો કરોછો—ખાઓછો.

તે કરેછે—ખાયછે. તેઓ—તે કરેછે—ખાયછે.

ભૂતકાળમાં મૂળને નર જાતિમાં "યો", નારીમાં "ઈ" ને નાન્યતરમાં "યું" લાગેછે. 'યો' ને 'યું' નાં બહુ વચનમાં 'યા' તથા 'યાં' થઈ જાયછે.

પ્રથમ પ્રમાણે મૂળનો 'અ' કાઢીને પ્રત્યયો લગાડવા.

ઉદાહરણ. હું દોડયો. અમે દોડયા.

તું દોડયો. તમે દોડયા.

તે દોડયો. તેઓ—તે દોડયા.

નારી. દોડી. નાન્ય૦ દોડયું—દોડયાં.

વિશેષ ભૂત કૃદંતમાં મૂળનો અંત્ય 'અ' ઉડી ગયા પછી એલો, એલા, એલી, એલું, એલાં, પ્રત્યયો લાગેછે. જેમ ચડેલો, ચડેલા, ચડેલી, ચડેલું, ચડેલાં, મરેલું, દોડેલું ઇ. ઈ. કાઠીઆવાડમાં જાતિદર્શક પ્રત્યયો લગાડતા નથી. જેમ, આ કામ કરેલ છે.

રાજા ગયેલ છે.

જે ક્રિયાપદોના ભૂતકાળ તથા ભૂતકૃદંત અનિયમિત રીતે થાયછે તે નીચે લખેલાં છે.

| મૂળ. | ભૂતકાળ. | ભૂતકૃદંત. |
|---|---|---|
| લે. | લીધું. | લીધેલું. |
| ખા. | ખાધું. | ખાધેલું. |
| સુ. | સુતું. | સુતેલું. |
| બી. | બીધું-બીન્યું. | બીધેલુ-બીનેલું. |
| મર. | મર્યો-મુઓ. | મરેલો-મુએલો. |
| દે. | દીધું. | દીધેલું. |
| જા. | ગયું. | ગયેલું. |
| કર. | કર્યું-કીધું. | કરેલું-કીધેલું. |
| કહે. | કહ્યું-કીધું. | કરેલું-કીધેલું. |
| ઉપજ. | ઉપજ્યું-ઉપન્યું. | ઉપજેલું. |
| નિપજ. | નિપજ્યું-નિપન્યું. | નિપજેલું. |
| હો. | હતું-હોતું. | હોએલું (ક્વચિતજ વપરાયછે). |
| નાસ. | નાઠું. | નાસેલું. |
| પી. | પીધું. | પીધેલું. |

| | | |
|---|---|---|
| દેખ. | દીઠું. દેખ્યું. | દીઠેલું. દેખેલું. |
| પેસ. | પેઠું. | પેઠેલું. |
| બેસ. | બેઠું. | બેઠેલું. |

ભવિષ્યકાળમાં મૂળનો અ ઉડી ગયા પછી નીચે પ્રમાણે પ્રત્યયો લાગેછે.

| | એકવચન. | અનેકવચન. |
|---|---|---|
| પ્રથમ પુ૦. | ઇશ. | ઇશું. |
| દ્વિતીય પુ૦. | ઇશ.–અશે. | અશો. |
| તૃતીય પુ૦. | અશે. | અશે. |

| | | |
|---|---|---|
| ઉદાહરણ. | હું દોડીશ. | અમે દોડીશું. |
| | તું દોડીશ–દોડશે. | તમો દોડશો. |
| | તે દોડશે. | તેઓ દોડશે. |

કાઠીઆવાડમાં પ્રથમ પુરૂષના બહુવચનમાં ઇશું ને બદલે અશું કે અસ્યું લાગેછે. જેમ, અમે ચાલશું–સ્યું. દોડશું–સ્યું. ઇ૦

અનિયમિત રૂપો.

| | | |
|---|---|---|
| કહે. | હું કહીશ. | અમે કહીશું. |
| | તું કહીશ–કહેશે. | તમે કહેશો. |
| | તે કહેશે. | તેઓ કહેશે. |
| જા. | હું જાઇશ–જઇશ. | અમે જઇશું–જાશું–જાસ્યું. |

તું જઇશ-જશે. તમે જશો-જાશો.
તે જશે. તેઓ જશે.

થાનું પણ એજ પ્રમાણે થાયછે.

દે. હું દઇશ. અમે દઇશું-દેશું-દેસ્યું.
તું દઇશ-દેશે. તમે દેશો.
તે દેશે. તેઓ દેશે.

લેનું પણ એજ પ્રમાણે થાયછે.

પી. હું પીશ. અમે પીશું.
તું પીશ-પીશે. તમે પીશો.
તે પીશે. તેઓ પીશે.

બીનું પણ એજ પ્રમાણે થાયછે.

ખા. હું ખાઇશ. અમે ખાઇશું-ખાશું-ખાસ્યું.
તું ખાઇશ-ખાશે. તમે ખાશો.
તે ખાશે. તેઓ ખાશે.

ગા, ધા, પાનું પણ એજ પ્રમાણે થાયછે.

જો. હું જોઇશ. અમે જોઇશું.
તું જોઇશ. તમે જોશો.
તે જોશે. તેઓ જોશે.

લો, ધો, રો, ખો, પો ઇત્યાદિનું એજ પ્રમાણે થાયછે.

## વર્ત્તમાનકાળના અર્થ.

૧. શુદ્ધવર્ત્તમાન—હું છું. તું કહે.
૨. સંશયાર્થ —એમ કદાચ બને—હોય.
૩. ભવિષ્યાર્થ —તે આવે (આવશે) ત્યારે હું જાઉં (જઈશ).
૪. શકયાર્થ —મારાથી ન બને (બની શકે).
૫. ભૂતાર્થ —ત્યાં રોજ જાય (જતો) ને વાતો કરે (કરતો).
૬. આજ્ઞાર્થ —અહીં આવ, હું જાઉં?

## ભવિષ્યકાળ.

૧. શુદ્ધભવિષ્ય—હું તેને જોઈશ.
૨. ઈચ્છાર્થ —તું ખાઈશ? હા. ખાઈશ.
૩. આજ્ઞાર્થ —સવારમાં આવજો.
૪. સંશયાર્થ —તે આવશે તો હું આવીશ.
૫. ભૂતાર્થ —ત્યાં એક રાજા હશે (હતો).

## ભૂતકાળ.

૧. શુદ્ધભૂત —હું ગયો.
૨. ભવિષ્યાર્થ —વાગ્યો (વાગશે) તો તીર નહીં તો તક્કો.
૩. વર્ત્તમાનાર્થ —તમે જાઓ, હું આ આવ્યો (આવું છું).

૪. સંશયાર્થ —તમે આવ્યા હોત તો ઠીક હતું.
૫. આજ્ઞાર્થ —મારે તો નાશી ગયા (જજો).
૬. સંકેતાર્થ —હું ત્યાં જતો ને વાતો કરતો.

---

## અવ્યય.

### ક્રિયાવિશેષણ.

જે અવિકારી શબ્દો માત્ર ક્રિયાપદનો ગુણ બતાવે છે તે **ક્રિયાવિશેષણ** છે એટલે ક્રિયાનાં વિશેષણ છે તેના નીચે પ્રમાણે પાંચ ભેદ થઈ શકે.

૧. કાળ વાચક. હમણાં, કાલે, રોજ, વારંવાર, કયારે? કવચિતજ.

૨. સ્થળ વાચક. અહિં, ત્યાં, પેલીગમ, અંદર, પશ્ચિમે, કયાં?

૩. રીતિ વાચક. સારૂં, ભલે, નકામું, ખચીત, કદાચ, ના, નહિં, જ, શા માટે? શી રીતે? હા, વારૂ, કરતાં, કરીને (ઇત્યા. કૃદંતો); ધીમે ધીમે, ચમચમ, ધમધમ; ઉત્પંન, પેદા, રજુ, ઇ૦ ક્રિયા પૂર્ણ કરનારા ઘણા શબ્દો.

૪. સ્થિતિ વાચક. ઘણું, અતીશે, બસ, જરા, ઓછું, બહુ.

૫. સંખ્યાવાચક—બેવાર, દશગણું, ચોવડું, બે તરફ, ચારે બાજુ, ઈ.

કેટલાંક ક્રિયાવિશેષણને વિભક્તિના પ્રત્યય લાગે છે. મહોડે બોલ્યો, પછીથી જા, તે કાલનો માંદા છે, તે આજે ગયો. ઇત્યાદિ. ખરૂ જોતાં ક્રિયા વિશેષણોના વિવિધ અર્થ પ્રમાણે અનેક પ્રકાર થઈ શકે. વાર, રીતે, સર, થી, ઇત્યાદિ પ્રત્યયો લગાડવાથી ઘણાં ક્રિયાવિશેષણો સાધિત થાયછે. જેમ, દશવાર, ઘણીવાર, સારી રીતે, ખોટી રીતે, કાયદેસર, વખતસર, વિચારથી, પછીથી, ઈ.

## નામયોગી અથવા શબ્દયોગી.

જે શબ્દ બે શબ્દ વચ્ચે સંબંધ દેખાડે છે તેને **નામયોગીઅવ્યય** કહેછે. જેમકે, તે ઝાડ ઉપર ચડયો. તે હસ્યા પછી રોયો.

તેના નીચે પ્રમાણે ભાગ પડાય.

૧. સ્થળવાચક. સાથે, પૂંઠે, અંદર, તરફ, તળે, પાસે, આરપાર, ત્યાં, કને, લગી, સુધી, ઉપરથી.

૨. કાળવાચક. અગાઉ, પછી, વચ્ચે, આગળ.

૩. કરણ—કારણવાચક. માટે, સારૂં, વડે, બદલે, વતી.

૪. વિવિધ. વિના, વગર, શિવાય, ઉપરાંત, સુદ્ધાં, વિષે, પ્રતિ, કરીને, કરતાં, સંબંધી ઇત્યાદિ.

નામયોગી સાથેના વિષયપદની વિભકિત ઘણું-કરીને છઠ્ઠી હોય છે. જેમકે, રાજાની પાસે, ઘરની અંદર, તેના સુદ્ધાં, તેના કરતાં, મારા વિના.

કોઇવાર 'ને' લાગે છે. જેમકે, તેને માટે, તેને કાજે, તેને બદલે, તેને ત્યાં. કોઇવાર ત્રીજી વિભકિત હોય છે. જેમકે, તેણે કરીને.

## વાકયયોગી અથવા ઉભયાન્વયી.

જે અવ્યય બે વાકયને અથવા બે શબ્દોને સાંધેછે તે **ઊભયાન્વયી** અથવા વાકયયોગી કેહેવાયછે. ઉભયાન્વયીઅવ્યયના બે પ્રકાર છે. ૧. સમાનાર્થ દર્શક. ૨ ભિન્નાર્થદર્શક. ઉદાહરણ. ૧. તથા, અને, ને, પણ, બી, કે, જે, જો, તો, માટે, કદાપિ, તોપણ, તથાપિ, કારણકે, સબબ.

૨. કે, અથવા, વા, અગર, પણ, પરંતુ.

વળી પાંચ ભાગ પણ કરી શકાય. ૧. સંઘસૂચક, અને, તથા, ને. ૨. વિકલ્પસચક. કિંવા, અથવા, અગર, કે. ૩. વિરૂદ્ધાર્થસૂચક. પેણ, તથાપિ, તોપણ, સાચું. ૪. કારણસૂચક. કેમકે, કાજે, તો, એટલે, નહિતો,નીકર, જો, માટે, તેથી, તેથીકરીને, કારણકે

ઇત્યાદિ. ૫. વાકયવર્ધક. કે, જે. ૬. જોડસૂચક. જો–તો, જોકે–તોપણ, અગરજો–તોપણ, જ્યારે–ત્યારે, જેમ–તેમ.

## ઉદ્ગાર.

હર્ષ, શોક, અચંબો, તિરસ્કાર, ઇત્યાદિ મનોવિકાર થવાથી જે ઉચ્ચારણ થાયછે તેને **ઉદ્ગાર** કે **કેવળપ્રયોગી** કેહેછે.

### દાખલા.

હર્ષ. વાહ, આહા, હાશ.
શોક. અં, અરે, અરેરે, ઓય, ઓયઓય, રે, હાય, હાયહાય, આહો, ઓ.
અચંબો. હેં, ઓહો, વાહરેવાહ, અધધધ, ઓહોહોહો,
તિરસ્કાર. થુ, છી, છટ, હત, ધીક, ફટફટ.
બીજા. ખરે, ચૂપ, જો, પોઇસ, બસ, ભલે, વારૂં, સ્વસ્તિ, અલ્યા, ધન્ય, બરાબર, ખબરદાર.

કેટલાક આખ્યેય શબ્દો ઉદ્ગાર રૂપે વપરાય છે, તેમને ઉદ્ગારમાં ગણી શકાયે.

નામ. બાપરે,'કપાળ, નસીબ, કિસ્મત, ભોગ, બેવકૂફ.
સર્વનામ. મનો! તું કે!
વિશેષણ. બેશ, ભલુ, સાચું, ઠીક.

ક્રિયાપદ. રો, છો રહ્યું, મેર, સમજ, જતો રહે.

---

## वाक्यविन्यास.

એક કે વધારે શબ્દોથી મનનો એકસંપૂર્ણ વિચાર જણાય તેને **વાક્ય** કહેછે. વાકયમા પ્રથમ કર્ત્તા પછી કર્મ કે ક્રિયાવિશેષણ ને છેવટે ક્રિયાપદ આવેછે. વાકયના બે મુખ્ય ભાગ છે. કર્તૃપક્ષ ને ક્રિયાપક્ષ.

કર્તૃપક્ષમાં નામ સર્વનામ કે વિશેષણ આવે. જેમ,

| કર્તૃપક્ષ. | ક્રિયાપક્ષ. |
|---|---|
| આ નિશાળીઓ | સારોછે. |
| હું | ચોપડી વાંચુછું. |

દરેક વાકયમાં આદિએ કર્તા ને અંતે ક્રિયાપદ જોઇએ. કર્તાને વિશેષણ આદિ ને ક્રિયાપદને ક્રિયાવિશેષણ આદિ લગાડીને વાકયને વધારી શકાય. જેમ, તે ઠોઠ નિશાળીઓ હમણાંજ ત્યાં ગયો. તેમાંના એકે વિચારથી કામ કર્યું.

વાકય ત્રણ પ્રકારનાં છે. ૧. શુદ્ધ. ૨. સંયુકત. ને ૩. સાન્વય.

૧. **શુદ્ધ વાક્યમા** એકજ વિચાર, એક કર્તા ને એક ક્રિયાપદ હોય છે. જેમ, બાળ રડે છે.

૨. **સંયુક્તવાક્ય**માં બે કે વધારે વિચારો એવા ભળેલા હોયછે કે એકના પેટામાં બીજો આવે. તે ઉપરથી તેમાં અનેક કર્તા કે અનેક ક્રિયાપદ આવે.

જેમ. તેણે કહ્યું કે, તે જુઠો છે.

સંયુક્ત વાક્યમાં મુખ્ય કર્તા ને મુખ્ય ક્રિયાપદ-વાળું એક મુખ્ય વાક્ય હોય છે. તેના પેટામાં બી-જું સંબંધ ધરાવનારૂં ઉપવાક્ય હોયછે. ઉપવાક્ય ત્રણ પ્રકારનાં હોયછે. ૧. નામરૂપી વાક્ય. ૨ વિશે-ષણરૂપી વાક્ય. ૩. ક્રિયાવિશેષણરૂપી વાક્ય. જેમકે, ૧. તે બોલ્યો "હું ચોર છું". આમાં "હું ચોર છું" તે નામરૂપી ને "બોલ્યો"નું કર્મ છે. ૨. જેણે જોયું હોય તે જાણે; આમાં "જેણે જોયું હોય" તે વિશેષણરૂપી છે ને 'તે'નો ગુણ બતાવેછે. જ્યારે રાત પડી ત્યારે તે ઉઠયો. આમાં "જ્યારે રાત પડી" એ ક્રિયાવિશેષણરૂપી છે.

૩. **સામાન્યવાક્યમાં** અનેક વિચારો પૂર્ણ રીતે જણાવેલા હોયછે પણ તેઓની વચ્ચે કંઈ સંબંધ વા-ક્યયોગી શબ્દોથી દર્શાવેલો હોયછે. જેમ, તે રડેછે માટે હું જાઉં. તે અને આપણે, પછી અમે ત્યાં ગયા

ને તે કામ પુરૂં કર્યું એટલુંજ નહીં, પણ બીજાં ઘણાં કામનો નીવેડો લાવ્યા.

---

## विभक्तिओना अर्थ.

પ્રથમા—૧. કર્તા અર્થે. વૈદરાજ આવ્યા.

કોઇવાર બે નામ પ્રથમામાં આવેછે ને એકજ ક્રિયાપદ હોયછે ત્યારે પહેલું નામ કર્તૃપક્ષી કર્તા ને બીજું નામ ક્રિયાપક્ષી કહેવાયછે. જેમ, મણીભાઈ દીવાન થયા. તેમાં મણીભાઈ કર્તૃપક્ષી કર્તા ને દીવાન ક્રિયાપક્ષી કર્તા છે.

દ્વિતીયા—૧. ઉપસ્થકર્મ. તેણે બાપને માર્યો. છોકરાએ ઠીકરૂં ફેંક્યું. ૨. કાળ. હું બે માસ માંદો રહ્યો. ૩. અંતર. ઘોડો ગાઉ દોડયો. ૪. પરિમાણ. પાણી ચાર માથોડાં છે. ઝાડ દસ હાથ ઉંચું છે. એ વાક્યોમાં બે માસ, ગાઉ, ચાર માથોડાં, દસ હાથ એ શબ્દોને ક્રિયાવિશેષણ અવ્યય કહેવા તે વધારે સારૂં છે.

તૃતીયા—૧. કર્તા. "બિલાડીએ" ઉંદર પકડયો. 'મારે' જવું પડશે. ૨. કરણ. આપણે પગે (પગવડે)

ચાલીએ છીએ. એને સોટીએ સોટીએ માયા.
**૩**. કારણ (પંચમીના અર્થે). ઉધરસે (ઉધરસથી) શરીર અડધું થઇ ગયું.

ચતુર્થી—**૧**. સંપ્રદાન (કોઇને હોવું કે થવું). તેને બે છોકરા છે. **૨**. પ્રયોજન (કારણ). તમે મશ્કરી કરવાને આવ્યાછો? કોઇવાર 'ને' અધ્યાહાર રહેછે. તું જમવા બેશ. **૩**. અનુપસ્થકર્મ. કાકાએ મને લેખણ આપી, શિકારીએ વાઘને ગોળી મારી, તું શિક્ષકને પ્રશ્ન પૂછ.

કોઇવાર ક્રિયાપદને 'ને' પ્રત્યય લાગે ત્યારે ચતુર્થી વિભક્તિ નામ કે સર્વનામને લાગેલી સમજવી. જેમકે, તેને ગયાને પખવાડીઉં થઇ ગયું (ગયેલાને તેને). પાઘડી લીધાને બહુ વરસ થયા (લીધેલી પાઘડીને).

પંચમી—અપાદાન (વિયોગ).

**૧**. સ્થળ. તે વિલાયતથી નથી આવ્યો. **૨**. કાળ. હું ત્રણ દીનથી આવ્યોછું. **૩**. તુલના. તે મારાથી મોટો છે. **૪**. કરણ. તે લાકડીથી મરાયો. **૫**. કારણ. પુણ્યથી સુખ મળેછે. **૬**. ક્રિયાવિશેષણ.

તેં વિચારથી કામ કર્યું.

ષષ્ઠી—૧. સંબંધ. પાણીનો પરપોટો, મારી ચોપડી, રૂપાની તાસક. ૨. સપ્તમીને અર્થે. તે મોંનો મીઠો છે (મોંએ—મોંમાં મીઠો). ૩. પંચમીને અર્થે. જન્મનો બેહેરો (જન્મથી બેહેરો).

સપ્તમી—૧. અધિકરણ એટલે સ્થાન. ગાય ગામમાં ગઇ. તે ઘરેછે (તે ઘેર છે). તું વડોદરે ગયો. કોઇવાર 'એ' પ્રત્યય અધ્યાહાર રહેછે. તે સુરત ગયો. મારે મન હું ડાહ્યો. ૨. કાળ. મેં બપોરે બરફી ખાધી. સતી સવારે સુતી. ૩. ષષ્ઠી અર્થે. ભીંડા બે પૈસે શેર છે (બે પૈસાના શેર). ૪. સાહિત્ય. તે ગાડીએ આવ્યો. ૫. પાસે—ઉપરનો અર્થ. તે ઝાડે ઉભોછે (ઝાડ પાસે). તે નદીએ ગયો (નદી ઉપર).

સંબોધન—જાણે બોલાવતા હોઇએ તેવી રીતે વપરાયછે. એ છોકરા, ઓ ગોવાળણી, અરે ભાઈ, અહો અપ્સરા, અલ્યા છગન, હે પ્રિય.

એ આઠે વિભક્તિઓમાં છઠ્ઠી વિભક્તિ વિષયપદની સાથે સંબંધ રાખેછે ને સંબોધન કોઇ સાથે સંબંધ રાખતી નથી. બાકીની બધી વિભક્તિઓ

ક્રિયાપદના વ્યાપારની સાથે સંબંધ બતાવેછે.

---

## शब्द विभाग.

વાકય સંબંધ વગર બંધારણ જોતાં શબ્દના બે વર્ગ થાયછે. ૧. સિદ્ધ એટલે સંસ્કૃત ધાતુ કે ગુજરાતી મૂળ શબ્દો અથવા જે શબ્દોનાં વધારે ટુંકાં રૂપ થઈ શકતાં નથી તે. જેમકે, કૃ, કર, ઉઠ, ઘોડો. ૨. સાધિત એટલે સિદ્ધ ઉપરથી પૂર્વગ કે પ્રત્યયની મદદવડે અથવા ગુણવૃદ્ધિ આદિ વિકાર થવાથી ઉત્પન્ન થયેલા શબ્દો. જેમકે. અધિપતિ, બેદરકાર. એ શબ્દોમાં 'અધિ' ને 'બે' એ બે પૂર્વગ લાગેલા છે. ચિંતન, ઘરવટ એમાં ચિંત્ ને ઘર એ બે સિદ્ધ શબ્દોને 'અન' ને 'વટ' એ પ્રત્યયો લાગેલા છે. શૈવ, વાદ. આ શબ્દો શિવ ને વદ્ ઉપરથી વૃદ્ધિ થઈને થયાછે. કોઈવાર પૂર્વગ ને પ્રત્યય બંને લાગેછે. જેમકે, અવલોકન એમાં લોક ધાતુને 'અવ' પૂર્વગ ને 'અન' પ્રત્યય લાગ્યોછે. કેટલાએક સામાસિક શબ્દો છે. જેમકે શિવમાર્ગી. પૂર્વગ પ્રત્યયને સિદ્ધ શબ્દોમાં ગણીએ તો નીચે પ્રમાણે શબ્દના ભાગ થાયછે.


શબ્દ.
સિદ્ધ.
સાધિત.
આશ્રયદાયક.
ઉપસંગી.
સાદા.
સામાસિક.
(સમાસ જુઓ.)
સંસ્કૃતધાતુ.
(કૃ)
ગુજરાતી મૂળ.
(કર, ઉઠ, ઘોડો).
પૂર્વંગી.
(અધિપતિ,
બેદરકાર).
મધ્યવિકારી.
(શૈવ, વાદ).
પ્રાત્યયિક.
(ચિંતન).
પૂર્વંગ.
(અધિ, બે).
પ્રત્યય.
(અન. વટ).

આશ્રયદાયક=આશ્રય આપનાર. કારણ કે એના આશ્રયથી બીજા શબ્દો સાધિત થાયછે.

ઉપસંગી=જોડે આવનાર. જે પ્રત્યયો ક્રિયાપદના મૂળ કે ધાતુને લાગીને બીજા શબ્દો ઉત્પન્ન કરેછે તેને કૃત્ પ્રત્યયો કહેછે તથા જે પ્રત્યયો મૂળ કે ધાતુ વગરના બીજા શબ્દોને લાગોને બીજા શબ્દો ઉત્પન્ન કરેછે તેને તદ્ધિત્ પ્રત્યયો કહેછે. આ બધા પ્રત્યયો શુદ્ધ સંસ્કૃત, ફારસી, ગુજરાતી વિગેરે ભાષાઓના છે.

કૃત્ પ્રત્યયો—

अक. કૃ+અક=કારક. तृ. દા+તૃ=દાત. કૃ+તૃ=કર્તૃ. ति કૃ+તિ=કૃતિ. आइ. લડ+આઇ=લડાઈ. आण. વેચ+આણ=વેચાણ. अन. કૃ+અન=કારણ.

તદ્ધિત્ પ્રત્યયો—

इक. વર્ષ+ઇક=વાર્ષિક. સ્વભાવિક ता. લઘુ+તા= લઘુતા. पण. पणुं. બાળપણ, પ્રધાનપણું. आण ઉંચ+ આણ=ઉંચાણ. इ. હોશિયાર+ઈ=હોશિયારી उ. આળસ+ઉ=આળસુ. दार. દુકાન+દાર=દુકાનદાર. दान. बान. वान. खोर. वाळो. उ. आळ. ळु. કદરદાન, મેહેરબાન, બળવાન, લડાઈખોર, ઘોડાવાળો, આળસુ, શરમાળ, દયાળુ, કૃપાળુ. ओ. જાંબુઓ (રંગ). પુંછડીઓ ઇ૦ઇ૦.

પૂર્વગમાં સંસ્કૃત ઉપસર્ગો તથા બીજા શબ્દો છે.

उपसर्ग—

अति બહુ. અતિદોષ. अधि ઉપર. અધિપતિ. अनु પછી. અનુચર. अंतर् માંહેનું અંતર્લીન. अप ઉતરતું. અપમાન. अपि ઉપર. અપિધાન (ઓઢણું). अभिયોગમ. અભિમાન. अव ઉતરતું. અવલોકન. आ પૂર્ણતા. આગ્રહ. उत् ઉંચે. ઉત્કૃષ્ટ. उप ઉતરતું. ઉપગ્રહ. दुः ખોટું. દુષ્કર્મ. निः નહીં. નિષ્ફળ, નિરાધાર. परा પુરૂ. ઉલટું. પરાક્રમ, પરાજય. परि આસપાસ. પરિણામ. पुनः ફરીને. પુનર્લગ્ન. प વધારે. પ્રખ્યાત प्रति સામે. પ્રત્યુત્તર. वि વિશેષ. વિખ્યાત. स, सं, सह સાથે. સટીક, સંગ્રહ, સહવાસ. सु સારૂ. સુકર્મ.

બીજા પૂર્વગ. कु ખોટું. કુકર્મ. कम ઓછું. કમજોર. કમજાત. न, ना, अ, अण નહીં. નકામું, નાપાક, અઘટતું, અણમાનીતું. गेर. वे. बिन. વિના. ગેરકાયદો, બેદરકાર, બિનરોજગાર. खुश સારી. ખુશબો, ખુશખબર. हर પ્રત્યેક. દરરોજ. नेक સારૂં. નેકનામદાર. वद ખરાબ. બદનામ. सर મુખ્ય. સરસૂબો.

---

# विरामचिन्हो.

આ ચિન્હો શ્વાસ લેવા અથવા અર્થ સ્પષ્ટ જ- ણાવવા માટે વપરાયછે, તે નીચે પ્રમાણે.

, અલ્પવિરામ, તેને લઘુવિરામ, કામા, કે મિસ્લો પણ કહેછે.

; અર્ધવિરામ, તેને ગુરૂવિરામ, સમીકોલન કે ટાં- પમિસ્લો પણ કહેછે.

: વૃદ્ધવિરામ, તેને કોલન પણ કહેછે.

. અંત્યવિરામ તેને પૂર્ણવિરામ, ફુલસ્ટોપ, ફુલપોઇંટ કે ટાંપ પણ કહેછે.

ઉપલાં ચાર ચિન્હો તેમના અર્થ પ્રમાણે વ- પરાયછે.

ઉદાહરણ, કેવળજ્ઞાની કહેછે:-ધર્મના ચાર પ્રકાર છે; દાન, શીયળ, તપ ને ભાવના.

? પ્રશ્નચિન્હ. તે ક્યાંછે?

! ઉદ્ગારચિન્હ કે આશ્ચર્યદર્શકચિન્હ. અરે!

() [ ] કૌંસ, (ચંદ્રાકાર કે કોણાકાર) ગમ્(ગચ્છ્).

’ લોપચિન્હ. ‘પે’લો’ આમાં ‘હે’નો લોપ છે.

“ ” અવતરણ (ઉતારાનું) ચિન્હ. મેં કહ્યું, “હું

આવુંછું".

- લઘુરેખા કે સંયોગચિન્હ. ગુજરાતી-ઈંગ્રેજી.

——ગુરૂરેખા કેવળજ્ઞાની કહેછે:——

´ તાલચિન્હ. સૉરી ચૉપડીઑ શોધૉય

= સમાનચિન્હ. દર્શક=દેખાડનાર.

§. ¶. ખંડકચિન્હો. આ ચિન્હો પ્રકરણ કે ખંડક (પારેગ્રાફ) કે કલમ બતાવવા માટે વપરાયછે.

^ /\ * ભૂલચિન્હો. જ્યાં ભૂલ હોય ત્યાં એવાં ચિન્હો કરીને બીજે ઠેકાણે ભૂલ લખાયછે.

ટીકાચિન્હો. આ ચિન્હો ટીકા કરવાના કામમાં લાગેછે.

* ફૂલ. † કટારી. ‡ દ્વિકટારી. ‖ ઉભી બે લીટો. § સર્પગાંઠ. + ચોકડી. ☞ હસ્ત. કોઈવાર સાથે મુકાયછે **. ***. ††. ¶¶¶.

કોઈવાર આંકડા કે અક્ષરો પણ મૂકાયછે.

---

## સમાસ.

બે અથવા વધારે શબ્દ મળીને એક શબ્દ થાય તેને **સમાસ** કહેછે.સમાસમાં આવેલા શબ્દને જુદા

પાડવા તેને **વિગ્રહ** કહેછે.

અક્ષરના સંયોગને સંધિ કહેછે ને શબ્દના સંયોગને સમાસ કહેછે. સમાસના સાત ભાગ છે-**તત્પુરૂષ, કર્મધારય, દ્વિગુ, દ્વંદ્વ, બહુવ્રિહિ, મધ્યમપદ લોપી** ને **અવ્યયીભાવ.**

સમાસના પેહેલા શબ્દને **પૂર્વપદ** વચલાને **મધ્યમપદ** ને છેલ્લાને **ઉત્તરપદ** કહેછે.

**૧.** તત્પુરૂષ-જે સમાસમાં પૂર્વપદને ઉત્તરપદની વચ્ચે વિભક્તિનો સંબંધ હોય તેને **તત્પુરૂષ** કહેછે. છ વિભક્તિઓના પ્રત્યય પૂર્વપદને લાગવાથી તત્પુરૂષના છ ભાગ ઠરેછે. ઉદાહરણ.

૧. દ્વિતીયા-સુધાકર (સુધાને કરનાર=ચંદ્ર), દિવાકર (અજવાળુ કરનાર=સૂર્ય), કૃષ્ણાર્પણ, જ્ઞાનદાતા, ગ્રંથકાર, કુંભકાર, નિશાકર.

૨. તૃતીયા-હસ્તકાર્ય, દેવદત્ત (દેવે આપેલું).

૩. ચતુર્થી-યજ્ઞસ્તંભ, અશ્વઘાસ, ગૌશાળા, ચરણોદક, ટંકશાળ, સ્નાનાલય, પાઠશાળા. વિ-

ગ્રહ—યજ્ઞને માટે સ્તંભ. અશ્વને માટે ઘાસ. ગોને માટે શાળા. ઇ૦.

૪. પંચમી—જાતિભ્રષ્ટ, આચારવિરૂદ્ધ. વિગ્રહ—જાતિથી ભ્રષ્ટ ઇ૦.

૫. ષષ્ઠી—રાજનગર, ઝવેરીવાડો, રાયપુર, આર્યોદય, દાણાપીઠું, તાપીદાસ. વિગ્રહ—રાજનું નગર, ઝવેરીનો વાડો. ઇ૦

૬. સપ્તમી—સ્વર્ગવાસ, ગૃહસ્થ, જળચર, આકાશદીવો. વિગ્રહ—સ્વર્ગમાં વાસ. ઇ૦.

તત્પુરૂષના કેટલાએક સમાસોમાં પૂર્વપદની વિભકિતનો સંસ્કૃત પ્રત્યય રહેછે. જેમકે, ભયંકર, યુધિષ્ઠિર, વાચસ્પતિ, પરસ્મૈપદ, ખેચર, કર્તરિપ્રયોગ, કર્મણિપ્રયોગ, ભાવેપ્રયોગ,

**૨.** કર્મધારય—આ સમાસમાં એક પદ વિશેષણ હોય અથવા તેમાં ઉપમાનો અર્થ આવે. ઉદાહરણ. પરમેશ્વર, ઉત્તમરામ, બાલાભાઈ, મહાદેવ, ચંદ્રમુખ, મૃગલોચન, ચરણારવિંદ, સંસારસાગર, સદાચાર, નરસિંહ, જ્ઞાનામૃત. વિગ્રહ—પરમ ઈશ્વર, ચંદ્ર જેવું મુખ, સંસાર એજ સાગર, નરમાં સિંહ જેવો. ઇ૦.

૩. દ્વિગુસમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક હોયછે. ત્રિભૂવન, ત્રિલોક, ત્રિગુણ, સપ્તર્ષિ, ચતુર્વેદ, ષટ્કર્મ, દ્વિજાતિ, પંચગવ્ય, બારાબટી, અઠવાડીયું, ચોમાસું. વિગ્રહ—ત્રિ (ત્રણ) ભૂવન, સપ્ત રૂષિ. ઇ૦.

૪. દ્વંદ—જ્યારે બે અથવા વધારે નામ એકજ વિભક્તિમાં આવે ત્યારે દ્વંદ સમાસ થાયછે. માબાપ, ભાઈબેહેન, ગેડીદડો, દાળભાત, સીરોપુરી, બરફીપેંડા, સ્વર્ગમૃત્યુપાતાળ, સાચુંજુઠું, રામલક્ષ્મણસીતા, નાનુંમોટું, માંદુસાજું. વિગ્રહ—મા તથા બાપ=માબાપ. ઇ૦.

૫. મધ્યમપદલોપી—જેમાં મધ્યમપદનો લોપ થાયછે તે. સાકરભાત (સાકરથી ભેળેલો ભાત), કાળીદાસનાટક (કાળીદાસનું રચેલું નાટક), ક્રિયાપદ (ક્રિયાદર્શકપદ), કોપરાંપાક (કોપરાંનો બનાવેલોપાક), આગગાડી (આગના બળવડે ચાલનારી ગાડી), દહિવડાં (દહિવાળાં વડાં), મધમાખી, માધવપરૂ, વરાળયંત્ર, દરીઆમેહેલ, પંચતંત્ર, પવનચક્કી, મોતીબાગ, ગુજરાતકોલેજ, ગોળપાપડી, વિક્રમોર્વશી, અભિજ્ઞાનશાકુંતલ, લકડકામ, વિરામચિન્હ.

૬. અવ્યયીભાવ—આમાં પૂર્વપદ અવ્યય કે પૂર્વગ

હોયછે; યથાશક્તિ, યથાવિધિ, પ્રત્યક્ષ, પ્રતિવર્ષ, હરઘડી, બેશક, સકોપ, નિઃસંશય, પ્રત્યુત્તર, અવિચાર, અનર્થ. પણ આ સમાસ ઘણુંકરીને ક્રિયાવિશેષણને અર્થે વપરાયછે.

૭. બહુવ્રિહિ—આ સમાસ વિશેષણને અર્થે વપરાયછે. પંચમુખી (હનુમાન), વનવાસી (પુરૂષ), દિગંબરી (જાત), હરિણાક્ષિ (સ્ત્રી), ચંદ્રમુખી (સ્ત્રી), ચતુર્ભુજ (શીવ). વિગ્રહ=પાંચ મુખ છે જેને તેવો= પંચમુખી. વનમાં વાસછે જેનો=વનવાસી, દિક્ (દિશા) છે અંબર (વસ્ત્ર) જેનું=દિગંબરી. હરિણ (હરણ) જેવી અક્ષિ (આંખો) છે જેની=હરિણાક્ષિ. ઈ૦.

૮. મિશ્રસમાસ—ઉપલા લખેલા સમાસોમાંના બે અથવા વધારે સમાસ સાથે આવીને એક શબ્દ થાય તો તેને **મિશ્રસમાસ** કહેવાય. સકળગુણનિધાન, જૈનધર્મપ્રવર્તકસભા, ગુજરાતવર્નાક્યુલરસોસાઈટી, સર્વઉપમાલાયક, અનાદ્યનંતચિદાનંદમુર્તિ, અજરામરપદધારકભવજળતારકશિવસુખકારક.

# धातु.

अंक् आंकवुं; आंक, आंकणी, आंकडो, अंकुश.
अंग् जवुं; अंग, अंगरखुं, अपंग, अंगुचो, अर्धांगना.
अंज् आंजवुं; अंजन, आंजणी, व्यंजन, निरंजन.
अट् भटकवुं; देशाटन, पर्यटन, आथडवुं.
अद् खावुं; अन्न, पकवान (पक्वान्न), मिष्टान्न.
अंध् आंधळुं करवुं; अंधारुं, अंधेर; अंधापो, आंधळो.
अन् श्वास लेवो; प्राण, अल्पप्राणी, महाप्राणी.
अर्थ् मागवुं; व्यर्थ, प्रार्थना, स्वार्थ.
अंश् भागपाडवा; सारांश, अंशु, चतुर्थांश.
आप् मेळववुं; प्राप्ति, आपवुं.
आस् बेसवुं; आसन, मयूरासन.
इ(अय्) जवुं; प्रत्यय, अन्वय, उदय, उत्तरायन, प्रत, अभिप्राय, अव्यय, आववुं.
इष् (इच्छ्) ईच्छवुं; ईच्छा, हितेच्छु.

इर्  જવું; પ્રેરકભેદ, પ્રેરણા.

ईश्  રાજ્ય કરવું; પરમેશ્વર, નરેશ, ગણેશ.

ईक्ष्  જોવું; પરિક્ષા, પરખવું, નિરીક્ષા, નીરખવું, પારેખ.

उष्  બળવું; ઉષ્મા, ઉષ્ણ=ઉનું, ઉષ્ણકાળ=ઉનાળો.

ऋ  જવું; ઋતુ=રત. અરિ, ઋષિ, અર્પણ.

कथ्  કહેવું; કથા, કથન, કહેણ.

कम्  ચહાવું; કામાતુર, કામદેવ, કામી, કામની.

कम्प्  કાંપવું; કંપારો, ધરતિકંપ, અનુકંપા.

कल्  કળવું; કળા, કેળવણી, અક્કલ.

कल्प्  વિચારવું; કલ્પના, સંકલ્પ.

(प्र)काश्  ચળકવું; આકાશ, પ્રકાશ, અવકાશ.

कुच्  સંકોચવું; સંકોચ, સાંકડું, સંકડાશ.

कुप्  કોપવું; કોપ, કોપાતુર.

कूर्द्  કુદવું; કુદકો, કુદાકુદ.

कृ  કરવું; કર્મ, આકૃતિ, સંસ્કૃત, વ્યાકરણ, નિશાકર.

कृत्  કાતરવું; કરવત, કાતર.

कीर्त्  ગણવું; કીર્તિ, કીર્તન.

कृप् खेडवुं; कृषिविद्या, आकर्षण, उत्कृष्ट.
क्रम् जवुं; पराक्रम, संक्रांत, अनुक्रम.
क्री खरीदवुं; वकरो, वेचाण.
क्रुध् गुस्से थवुं; क्रोध, क्रोधाग्नि, क्रोधावेश.
क्षि क्षयथवो; क्षयरोग, क्षीणता.
क्षिप् फेंकवुं; निक्षेप, संक्षेप.
खंड् भागवुं; अखंड, खांडणी, खांडवुं.
खन् खोदवुं; खाण, खनिज, खणवुं.
खाद् खावुं; खावानुं, खाणुं, खोराकी.
ख्या वर्णवुं, आख्यान, प्रख्यात, वखाण, संख्या.
गण् गणवुं; गणतुं, अगणित, गणितशास्त्र.
गम् जवुं; गति, गमन, संगम.
गर्ज् गाजवुं; गर्जना, गाजवुं.
गुप् जाळववुं; गुप्त, गुपचुप, गोपाळ, गोवाळीआ.
गृह् लेवुं; ग्रहण, घराक(ग्राहक),संग्रह,विग्रह.
गै गावुं; गायन, गान, गीत, गीति; गावुं.
ग्रंथ् बांधवुं; ग्रंथ, गांठ, गांठीआ.
ग्रस् गळीजवुं; ग्रास, गरास, गरासीआ.

घट् ઘડવું; ઘટાર્થ, ઘટવું, ઘટારત, ઘડો, ઘડી, અઘટિત, ઘટિકા, ઘડીઆળ.
घुष् અવાજ કરવો; ઘોષ, અઘોષ, નિર્ઘોષ.
चद् પ્રકાશવું; ચાંદ, ચાંલ્લો, ચંદ્રમા, ચંદન.
चर् જવું; સંચરવું, ખેચર, ઉચ્ચાર, વિચાર, ચરણ.
चर्व् ચાવવું; ચાવ, ચાવણીઆં, ચાવનાર.
चल् ચાલવું; ચાલ, કુચાલ, ચલિત.
चि એકઠું કરવું; સંચય, પરિચય, નિશ્ચય.
चित् (चिन्त्) ચિંતવવું; ચિંતા, ચૈતન્ય, અચિંત્ય, (ઓચિંતુ), નિશ્ચિંત.
चित्र् ચિતરવું; ચિત્ર, ચિતારો, વિચિત્ર.
चुंब् ચુંબન કરવું; ચુંબન, ચુમી, લોહચુંબક.
चुर्ण् ચુરો કરવો; ચૂરો, ચૂર્ણ, પરિચૂર્ણ.
च्यु પડવું; અચ્યુત, ચુક.
छद् ઢાંકવું; છત્ર, છત્રી, છત, છાયા.
छिद् છેદવું; છેદન, છિત્ર, છીણી, સમચ્છેદ, છેદ.
जन् જન્મવું; જન્મ, જન્મગાંઠ, પૂર્વજ, પંકજ, અંબુજ, જાતિ, પ્રજા, જન.
जि જીતવું; જીત, જય.

जीव् જીવવું; જીવન, ઉપજીવિકા, નિર્જીવ, સજીવન.

जॄ ઘરડૂંથવું; જીર્ણ, જુનું, જરવું, જરા, અજીર્ણ.

ज्वल् સલગવું; જવાલામુખી, જવાલા, અજવાળું, ઉજળું.

नट् નાચવું; નટ, નાટક, નાટકકાર, નાચ.

नद् નાદકરવો; નાદ, નદી, સનાદ.

नम् નમવું; નમસ્કાર, પ્રણામ, વિનંતિ, નમેલું.

नश् નાશપામવું;નાશ, વિનાશ,સત્યાનાશ,નષ્ટ.

नी દોરવું; નાયક, આણવું, વિનાયક, નેત્ર, વિનય.

तप् તપવું; તાપ, તાવવું, તાવડી, પશ્ચાત્તાપ. (પસ્તાવો), તપ.

तर्क् વિચારવું; તર્કશક્તિ, તર્કટી, તર્કશાસ્ત્ર.

तिप् ટપકવું; ટીપું, ટપકવું.

तृट् તોડવું; તુટવું, તુટક, તોટો, તોડ, તોટક.

तुल् તોલવું; તુલના, તોલવું, અતુલ્ય.

तु ખુશીથવું; સંતોષ, સંતુષ્ટ.

तृप् સંતોષપામવો; તૃપ્ત, અતૃપ્તિ, તૃપ્તિ.

तॄ तरवुं; तीर्थ, तारवुं, उतारवुं, अवतार.
त्यज् तजवुं; त्याग, परित्याग, त्यागी.
दम् दाबवुं; दम, दमन, दांत, दमयंती.
दय् दयालावववी; दया, निर्दय, दयाळु, दयामणुं.
दह् बळवुं; दग्ध, अग्निदाह, दाझवुं.
दा देवुं; दान, दाता, संप्रदान.
दिव् प्रकाशवुं; देव, दीव्य, दिवाकर, देवता, दिवस.
दीप् दीपवुं; प्रदीप्त, दीवो, दीवाळी.
दुष् बगाडवुं; दुष्ट, दोष, दूषण, निर्दोष.
दुह् दोहवुं; दुध, दोहणी, काव्यदोहन.
दृ मानआपवुं; आदरवुं, आदरमान, आदर.
दृश् जोवुं; देखवुं, दर्शन, दृष्टि, सूक्ष्मदर्शक, अदृश्य.
धा राखवुं; संधि, समाधान, धातु, विधाता, प्रधान.
धृ धरवुं; धारणा, धर्म, अद्धर, धैर्य.
ध्मा फूंकवुं; धमवुं, धमकारो, धमण.
ध्यै विचारवुं; ध्यान, संध्या.

पठ् ભણવું; પાઠ.
पत् પડવું; પતિ, પતંગ, પર્ણ, પાંદડું, પત્નિ, ભૂપતિ.
पद् જવું; પદ, પગલું, પાદ (પગ), ઉત્પન્ન, સંપત્તિ, પાય.
पा પીવું; પાણી, પાન, પાત્ર.
पा પાલવું; પાલો, ગોપાલ (ગોવાળ).
पुष् પોષણકરવું; પોષણ, પુષ્ટ, પુષ્ટિ.
पू પવિત્રકરવું; પવિત્ર, પાવન.
पूज् પુજવું; પૂજા, પૂજન, પૂજારી, પૂજ્યારાધે.
पृ ભરવું; પૂર્ણ, પૂર, અપૂર્ણ, સંપૂર્ણ, પુરતું.
प्री ખુશીકરવું; પ્રીતિ, પ્રિય, પ્રિયા.
फल् ફુલવું; ફળ, નિષ્ફળ, સફળ.
बन्ध् બાંધવું; બંધ, બંધન, બંધીખાનું, સં-બંધ, બંધુ.
बुध् જાણવું; બોધ, બોધક, બૌદ્ધ, બુદ્ધિ.
भज् ભજવું; ભજન, ભગત, (ભકત), ભકિત.
भज् ભાગવું; ભાગ, વિભાગ, ભાગાકાર, ભાગીદાર.
भण् ભણવું; ભણેલ, ભણતર, ભણનાર.
भक्ष् ખાવું; ભક્ષણ, ભક્ષ્ય, અભક્ષ્ય.

भा પ્રકાશવું; પ્રભાત, ભાસ્કર, ભાનૂદય.

भाष् બોલવું; ભાષા, સુભાષિત, ભાષ્ય,ભાષણ.

भास् ચળકવું; ભાસ, આભાસ, ભાસવું.

भिद् ભાગવું; ભેદ, ભિન્ન, ભિન્નાભિન્નતા.

भिक्ष् માગવું; ભિક્ષા, ભિખ, ભિક્ષુક, ભિખારી.

भी બીહવું; ભય, ભયભિત, ભયાનક, બીક.

भुज् ખાવું; ભોજન, ઉપભોગ, ભોક્તા, ભોગી.

भू થવું; ભૂત, ભૂમિ, ભૂવન, પ્રભુ, ભવન, અનુભવ, સ્વભાવ.

भूष् સણગારવું; ભૂષણ, આભૂષણ.

भृ ભરવું; ભરણ, ભર્ત્તાર, ભરત, આભાર, ભારો, ભાર.

भ्रम् ભમવું; ભ્રાંતિ, ભ્રમર(ભમરો),પરિભ્રમણ.

भ्रंश् ભ્રષ્ટથવું; અપભ્રંશ, ભ્રંશ, ભ્રષ્ટ, પદભ્રષ્ટ.

मंत्र् સલાહ લેવી, મંત્ર,મંત્રી, મંતરવું,આમંત્રણ.

मद् ગાંડાથવું; મદન, મદ, મદિરા,મદ્ય,ઉન્મત્ત.

मन् વિચારવું; મન, મતિ, માનસિક, અનુમત.

मा માપવું; માપ, સમાન, પ્રમાણ, અનુમાન, ઉપમા.

मार्ग् શોધવું; માર્ગ, મૃગયા (શિકાર), સ–

ન્માર્ગ, કુમાર્ગ.

मुच् મૂકવું; મોક્ષ, મુક્તિ, મુક્તિ.

मुद् ખુશીથવું; મોદક, કુમુદ (કમલ), પ્રમોદ,

मुह् મોહ પામવો; મોહ, મૂઢ, મુગ્ધ, મોહિત.

मृ મરવું; મરણ, મૃત્યુ, માર, મોત, અમૃત, મરકી.

यज् ભજવું; યજ્ઞ, જજમાન, યાજક, યાજ્ઞિક,

यत् યત્ન કરવો; યત્ન, પ્રયત્ન, જતન.

यम् દાબરાખવો; નિયમ, નિયમિત, યતિ, જતિ.

या જવું; યાત્રા (જાત્રા), આયાન, યાન, (ગાડી).

याच् માગવું; યાચક (જાચક), જાચવું, યાચના,

युज् જોડવું; યુક્તિ, જુગતિ, સંયુક્ત, યોજના, સયોગ, ઉદ્યોગ.

युध् લઢવું; યુદ્ધ (જુદ્ધ), યોદ્ધા (જોદ્ધા), આયુધ, જધડો.

रच् રચવું; રચના, રચનાર.

रंज् રંગવું; રંજક, રંગ, રાગ, રંગરેજ, રંજન, મનોરંજક.

रम् આરંભવું; પ્રારબ્ધ, આરંભ, પ્રારંભ, સમારંભ.

रम् રમવું; રમત, રમણીય, રતિ, આરામ, રમ્ય, સુરત, રામ.

रक्ष् જાળવવું; રક્ષણ, રાખવું, અંગરખું, રખવાળ, સંરક્ષણ.

राज् રાજવું; રાજા, બિરાજમાન, રાજ્ય.

रु રોવું; રાવણ, રૂદન.

रुध् રૂંધવું; વિરૂદ્ધ, વિરોધ, રંધાવું.

रुह् થવું; આરૂઢ, રૂઢિ, રોપો, રોપવું.

रूप् દેખાવું; રૂપ, સ્વરૂપ, કુરૂપ, કદરૂપું.

लग् લાગવું; લગ્ન, લાગ, અલગ, સંલગ્ન, લાગણી.

लंघ् લાંઘવું; ઉલ્લંઘન, લાંઘણ,

लज् લાજવું; લાજ, લજ્જા, નિર્લજ.

लप् લવવું; આલાપ, વિલાપ, સંલાપ.

लभ् મળવું; લાભ, લબ્ધ, સુલભ, દુર્લભ.

लक्ष् જોવું; લક્ષ, લેખવું, વિલક્ષણ, અપલક્ષણ.

लिख् લખવું; લેખ, લેખણ, લહીઆ, લેખાં, લખત.

लिप् लींपवुं; लेप, लींपणु, लिपि.

ली लयपामवुं; लीला, लीन, प्रलय, तल्लीन.

लुठ् लोटवुं; आलोटवुं, लोट, गुलांट.

लुभ् लोभ करवो; लोभ, लुब्ध, लुब्धक, निर्लोभी.

लोक् जोवुं; अवलोकन, लोक, अलौकिक, लोचन.

वच् बोलवुं; वचन, उकित, वक्रोकित, वेण, वाचा, वाक्य.

वाच् वांचवुं; वांचन, वंचन.

वंद् वंदवुं; वंदन, वंदणा, अभिवंदन.

वद् वदवुं; वदन, अपवाद, वादी, प्रतिवादी, वादविवाद.

वण् वर्णवुं; वर्णन, सवर्ण, सुवर्ण (सोनुं).

वर्ध् वधवुं; वर्धन, वृद्धि, वृद्धावस्था, ज्ञान-वर्धक.

वल वलवुं; वाळवुं, वळण, अवळुं, सवळुं.

वस वसवुं; वास, सहवास, प्रवास, वस्ति, अपवास.

वह् वेहेवुं; वहाण, वाहन, प्रवाही, विवाह, वहेल.

वा वावुं; वायु, वातावरण, वायरो.
विच् विचारवुं; विवेक, अविवेकी, विवेचन.
विद् जाणवुं; विद्या, निवेदन, विद्वान, वेद.
विश् पेसवुं; प्रवेश, आवेश, प्रवेशक, समावेश.
वृ वरवुं; वर, वरदान, वरमाळ.
वृ ढांकवुं; आवरण, निवारण, परिवार.
वृत् वर्तवुं; वृत्त, वर्तमान, प्रवृत्त, वृत्ति, मनोवृत्ति, निवृत्ति.
वृष् वरसवुं; वृष्टि, वरसाद, पुष्पवृष्टि.
व्यध् वींधवुं; वेधक, विंधवुं, विंधाणुं.
शक् शकवुं; शक्ति, अशक्त, शक्य.
शङ्क् शंका करवी, शंका, आशंका, शक, निःशंक.
शप् शापदेवो; शाप, सोगन.
शब्द् अवाजकरवो; शब्द, प्रतिशब्द, शब्दार्थ.
शम् समावुं; शांत, शांति, समवुं, विसामो.
शंस् वखाणवुं; प्रशंसा, प्रशस्ति.
शास् अमलकरवो; शास्त्र, शासन, शिष्य.
शिष् बाकीराखवुं; विशेषण, विशेष्य, शेष.
शिक्ष् शीखववुं; शिक्षा, शिक्षक, शिखामण.
शी सुवुं; शयन, संशय, अतिशय.

शुच् શોક કરવો; શોક, અશોક, શોચના.
शुध् સોધવું; શુદ્ધિ, શુદ્ધ, અશુદ્ધ.
शुभ् ચળકવું; શુભ, શોભા, શોભિત, અશુભ.
शुष् સોસાવું; સુકું, શોષવું, શોષક.
श्रम् શ્રમ કરવો; વિશ્રાંત, શ્રમ, આશ્રમ, વિશ્રામ.
श्रि આશ્રોલેવો; આશ્રિત, નિરાશ્રિત, આશ્રય.
श्रु સુણવું; શ્રોતા, શ્રુતિ, શ્રોત્ર, શ્રાવક, શ્રવણ.
श्वस् શ્વાસલેવો; શ્વાસ, વિશ્વાસ, નિશ્વાસ (નિસાસો).
सञ्ज् સંગકરવો; આસક્ત, અનુષંગી, પ્રસંગ, કુસંગ.
सू જન્મ આપવો; પ્રસવ, સુવાવડ, સુઇ-આણો, પ્રસૂતિ.
स्तु વખાણવું; સ્તુતિ, સ્તવન, સ્તોત્ર.
स्था રહેવું; સ્થિતિ, સ્થાન (થાણું-ઠામ), સ્થાનક, સ્થિર, ઉપસ્થ, આસ્થા, ઉઠવું, વ્યવસ્થા, થાવર, અનુપસ્થ, મધ્યસ્થ, અંતઃસ્થ.
स्ना નાહવું; સ્નાન, નાહનાર.

स्वप् સુવું, સ્વપ્નું, સપનું.
सह् સહેવું; સહનતા, સહનશીલ.
साध् સાધવું; સાધન, સાધિત, અસાધ્ય.
सिंच् સીંચવું; સીંચેલું, અભિષેક.
शिव् સીવવું; સોય, સઈ (૬૨૭), સીવણ.
सूच् સુચવવું; સૂચના, સૂચક, સૂજવું, સૂજ.
सृ સરવું; સારવું, નિસરવું, પ્રસરવું, સંસાર.
सृज् સરજવું; વિસર્જન, વિસર્ગ, ઉત્સર્ગ,
સૃષ્ટિ, ઉપસર્ગ.
सृप् ખસવું; સર્પ(સાપ), સરપટવું, સાંપોલીઉં.
स्तंभ् થંભવું; સ્તંભ, સ્તબ્ધ, થંભ, થાંભલો,
થોભવું.
स्तृ પથરાવું; વિસ્તીર્ણ, વિસ્તાર, પાથરવું,
અવિસ્તર, અસ્તર, પથારી.
स्पृश् અડકવું; સ્પર્શ.
स्फुट् ફુટવું; ફુટ, ફોડવું, ફોલવું, ફોલ્લો.
स्मृ સાંભરવું; સ્મૃતિ, સ્મરણશક્તિ, વિસ્મૃતિ,
વિસરવું, સંભારવું.
सेव् સેવવું; સેવના, સેવક.
स्वृ અવાજકરવો; સ્વર, સુસ્વર, સ્વરિત.

हन् હણવું; હત્યા, ઘાત, ઘાતકી, વિઘ્ન, પ્રાણઘાતક, સંઘાત.

हस् હસવું; હાસ્યરસ, હાસ્ય.

हा તજવું; હાનિ, હીન.

हु હોમવું; હોમ, હવન, આહુતિ, અગ્નિહોત્ર.

हृ હરવું; હરણ, આહાર, ઉદ્ધાર, વ્યવહાર.

हृष् હરખવું; હર્ષ, હરખ.

हिंड् હિંડવું; હીંડછા, હીંડણ.

क्षम् ખમવું; ક્ષમા, ક્ષાંતિ, ખમા.

क्षि ક્ષયપામવો; ક્ષીણ, ક્ષય, અક્ષય, ક્ષયરોગ.

क्षिप् ફેંકવું; આક્ષેપ, સંક્ષેપ.

ज्ञा જાણવું; જ્ઞાન, પ્રતિજ્ઞા, સંજ્ઞા, અજ્ઞાન, સુજ્ઞ, સર્વજ્ઞ.

---

## फारसी धातु.

અંદાખ્તન–ફેંકવું; ગોલંદાજ. તીરંદાજ.

આમદન–આવવું; આમદાની, ખુશામત.

ખુર્દન–ખાવું; ખોરાક, આબખોરો.

ગિરફ્તન—પકડવું; દિલગીર, યાદગીરો.
ઝાદન—જન્મ આપવો; કમજાત, શાહજાદો.
દાનેસ્તન—જાણવું; દાનસ્તો, દાનાઈ.
દાસ્તન—પકડવું; જમાદાર, નાદાર.
પરવર્દન—પાળવું; પરવરદિગાર, ગરીબપરવર.
બાઝીદન—રમવું; આતસબાજી, નજરબાજ.
બસ્તન—બાંધવું; બંદોબસ્ત, ગલેબંદ.
બુર્દન—લઈજવું; પેગંબર, દરબાર.
માલીદન—લૂછવું; પાયમાલ, રૂમાલ.
રેખ્તન—રેડવું; રંગરેજ, રેજો.
શર્મીદન—શરમાવું; શરમીંદો, બેશરમ.

ધાતુ જેવા ફારસી શબ્દોઃ—

આબ—પાણી; આબખોરો, આબરૂ, ગુલાબ, તેજાબ, પંજાબ, દુઆબ.
જાન—જીવ; જાનવર, દિલોજાન.
તેઝ—તીક્ષણ; તેજદાર, તેજાનો, તેજાબ.
દર—માંહે; દરકાર, દરબાર.
દિલ—મન; દિલગીર, દિલોજાન, દિલચમન.
નૂર—તેજ; કોહિનૂર, નૂરજહાં.
પાય—પગ; પાયગા, પાયમાલ, પાયતખ્ત.

રૂ—મોં; રૂમાલ, આબરૂ.
સર—માથું; સરફાર, સરદાર, સરકારકુન.
હર—પ્રત્યેક; હરરોજ, હરદમ, હરેક.
હાલ—સ્થિતિ; બેહાલ, હાલત, હાલ.

---

## પદચ્છેદ.

પદચ્છેદ એટલે વાકયના પદનું છેદન—વાકયના શબ્દોને જૂદા જૂદા લઇને તેનું વ્યાકરણ કરવું તે. શબ્દોના વર્ગ, જાતિ, વચન, વિભકિત, ભેદ, કાળ ઇત્યાદિ કહીને તેમનો અરસપરસ સંબંધ બતાવવો તેને પદચ્છેદ કહેછે. નીચેના દાખલાઓમાં કેટલાક અઘરા શબ્દોનું પદચ્છેદ આપેલું છે તે ધ્યાનમાં રાખવાથી પદચ્છેદ કરવું ઘણું સહેલું પડશે. કેટલાએક શબ્દોમાં પદચ્છેદની માત્ર અઘરી બાબતો આપેલીછે. સહેલી બાબતો વાંચનારેજ સમજી લેવી.

૧.—હું મારા એક મિત્રને આ પુસ્તક અર્પણ કરવાનો હતો.

હું—પ્રથમપુરૂષવાચકસર્વનામ. નરજાતિ. પ્રથમા વિભકિત. એકવચન.

મારા—પ્રથમપુરૂષ. વાચકસર્વનામ. નરજાતિ ષષ્ટિ

વિભક્તિ. એકવચન.

એક—સંખ્યાવિશેષણ "મિત્ર"નો ગુણ બતાવેછે.

મિત્રને—સામાન્યનામ. નરજાતિ. ચતુર્થી વિભક્તિ. એકવચન. "અર્પણ કરવાનો હતો" એ ક્રિયાપદનું અનુપસ્થ કર્મ.

આ—દર્શક સર્વનામ પુસ્તકનો ગુણ બતાવે છે.

પુસ્તક—સામાન્યનામ. નાન્યતરજાતિ. દ્વિતાયા વિભક્તિ. એકવચન. "અર્પણ કરવાનો હતો" એ ક્રિયાપદનું ઉપસ્થ કર્મ.

અર્પણ કરવાનો હતો— સંયુક્ત ક્રિયાપદ, કરમૂળ (कृ ધાતુ ) સકર્મક. મૂળભેદ. નિશ્ચયાર્થ. ભવિષ્ય ભૂતકાળ. પ્રથમપુરૂષ. નર૦. એકવચન. કર્તા "હું". ઉપસ્થકર્મ "પુસ્તક", અનુપસ્થકર્મ "મિત્રને" સકર્મક કર્તરિપ્રયોગ.

૨. જૂઠું બોલવું તે મહા પાપ છે.

જૂઠું—ભાવવાચકનામ. નાન્ય૦. દ્વિતીયા૦. એકવચન.

બોલવું—બોલ મૂળ ઉપરથી સામાન્ય કૃદંત. વિશેષ્ય. (ક્રિયાસૂચકભાવવાચકનામ.) નાન્ય૦. પ્રથમા૦ એક૦.

તે–તૃતીયા પુ૦. નાન્ય૦. પ્રથમા૦. એક૦. વિશેષ્ય.
મહા–ગુણ વિશેષણ "પાપ" નો ગુણ બતાવે છે.
પાપ–ભાવવાચકનામ. નાન્ય૦. પ્રથમા૦. એક૦.
છે–અકર્મક ક્રિયાપદ, "હો" મૂળ, મૂળભેદ. નિશ્ચયાર્થ. વર્તમાનકાળ. તૃતીયા પુ૦. નાન્ય૦. એકવચન. કર્તા "તે". અથવા "બોલવું" અકર્મક કર્તરિપ્રયોગ.

૩. તે હિસાબ ગણાવવો જોઇએ.

તે–તૃતીયા પુ૦. નર૦. પ્રથમા૦. એક૦. વિશેષણ.
હિસાબ–સામાન્યનામ. નર૦. પ્રથમા૦. એક૦.
ગણાવવો–ગણ. સકર્મક ક્રિયાપદના સહ્ય ભેદનો સામાન્ય કૃદંત. વિશેષ્ય.
જોઇએ–અપૂર્ણ સકર્મકક્રિયાપદ. નિશ્ચયાર્થવર્તમાન. એક૦ કર્મણિપ્રયોગ. "ગણાવવો જોઇએ" એ સંયુક્ત ક્રિયાપદ પણ કહેવાય.

૪. દિનપ્રતિદિન રાણીજીનું રાજ વધો.

દિનપ્રતિદિન–કાળવાચક ક્રિયા વિશેષણ અવ્યય.
વધો–અકર્મક ક્રિયાપદ, વધમૂળ, મૂળભેદ આશીર્વાદદર્શક આજ્ઞાર્થ. વર્તમાનકાળ. તૃતીયા પુરૂષ. નાન્ય૦. એક૦. "રાજ્ય" કર્તા.

૫. મારે પગે ઉભુ રહેવાતું નથી.

મારે—પ્રથમ પુ૦. સામાન્યજાતિ. પંચમી(મારાથી) ને સ્થળે તૃતીયા અથવા ષષ્ટિ વિ. એકવચન.

પગે—સામાન્યનામ. નાન્ય૦. તૃતીયા વિ૦ (પગવડે) એકવચન.

ઉભુ—ગુણવાચક વિશેષણ (કે ક્રિયાવિશેષણ).

રહેવાતું નથી—અકર્મક ક્રિયાપદ. રહે મૂળ. સહ્યભેદ, નિષેધાર્થે નિશ્ચયાર્થ દ્વિત્વ વર્તમાન. નાન્ય૦. એક૦. "મારે" કર્તા. "ઉભું રહેવાતું નથી" એ સંયુક્ત ક્રિયાપદ પણ કહેવાય.

૬. મારે ને એને બનતું નથી એ જાણજો.

મારે—ચતુર્થી વિ૦.

એને—દર્શક સર્વનામ વિશેષ્ય. ચતુર્થી વિ૦.

બનતું નથી—અકર્મક ક્રિયાપદ. બન્ મૂળ, મૂળભેદ. નિષેધાર્થે નિશ્ચયાર્થ. દ્વિત્વવર્તમાનકાળ. તૃતીય પુરૂષ. નાન્ય૦ એકવચન. ભાવકર્તૃકક્રિયાપદ છે. કર્તા "બનવાનું" અધ્યાહાર છે.

જાણજો—અકર્મકક્રિયાપદ. જાણમૂળ. મૂળભેદ આજ્ઞાર્થ ભવિષ્યકાળ. દ્વિતીયા પુરૂષ. અનેકવ૦ કર્તા "તમે" અધ્યાહાર છે, કર્મ "એ"

અથવા "મારેને એને બનતું નથી".
શું કહેછે—"શું," પ્રશ્નાર્થ સર્વનામ, વિશેષ્ય.
શી વાત—"શી," વિશેષણ.
શું! તે ગયો—"શું!" ઉદ્ગાર.
જે કહો તે કરૂં—'જે' તત્પદાપેક્ષકસર્વનામ. વિશેષ્ય.
જે કામ કહો તે કરૂં—'જે' ત૦ સર્વનામ. વિશેષણ.
તે કહે છે જે—'જે' ઉભયાન્વયી અવ્યય.
ઉતાવળા છોકરા—"ઉતાવળા" વિશેષણ.
છોકરા ઉતાવળા ચાલે છે—"ઉતાવળા" ક્રિયા-
વિશેષણ.
ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર—"ઉતાવ-
ળા"—સામાન્ય નામ.
કલમ છે પણ કાગળ કયાંછે?—"પણ" ઉભયાન્વયી૦
હું પણ જાઉં છું—"પણ" ક્રિયાવિશેષણ.
તેણે પણ (વચન) આપ્યું—"પણ" સામાન્ય
નામ.
આ વળી જાડી છે—'વળી' સામાન્ય નામ.
આય પાછો વળી—'વળી' ક્રિયાપદ.
મારીને વળી આશીઓ થાયછે—'વળી' ક્રિયા-
વિશેષણ.

પાછા વળીને શું કરશો?—'વળીને'સંબંધક ભૂતકૃદંત,

વરસાદ પડે છે માટે દોડો—'માટે' ઉભયાન્વયી અવ્યય.

તેને માટે શું કર્યું—'માટે' શબ્દયોગીઅવ્યય.

તેને બેસતાં આવડતું નથી—'બેસતાં' વર્તમાનકૃદંત અવ્યય.

૭. પ્રિય ભાઈ! શિક્ષક સામું બોલવું ન જોઈએ.

પ્રિયભાઈ—કર્મ ધારય સમાસ, સામાન્ય નામ. નર.૦ સંબોધન. એક૦.

શિક્ષક—સામાન્ય નામ. નર૦. ષષ્ઠિ૦ એકવચન. "ના" પ્રત્યય અધ્યાહાર છે.

સામું—શબ્દયોગી અવ્યય.

બોલવું ન જોઈએ—સંયુક્ત નિષેધાર્થ સકર્મક ક્રિયાપદ. બોલમૂળ. મૂળભેદ. આજ્ઞાર્થ. વર્તમાન કાળ. બીજો પુરૂષ. એકવચન. "તમારે" કર્ત્તા (અધ્યાહાર). "બોલવાનું" કર્મ (અધ્યાહાર). કર્મણિ પ્રયોગ.

કામ રજુ થયું—'રજુ' ક્રિયાવિશેષણ અથવા "રજુ થયું" સંયુક્ત ક્રિયાપદ.

તેજ ખરૂં કામ છે-'ખરૂં' વિશેષણ.

ઉંદર આવ્યો; ખરૂં!-'ખરૂં' ઉદ્દગાર.

કુતરૂં આવ્યું ખરૂં-'ખરૂં' ક્રિયાવિશેષણ.

તમારે મનતો જાણે રમતજ.

તમારે—દ્વિતીયા પુ૦. સામાન્ય જાતિ. ષષ્ઠિની સાથે સપ્તમી વિ૦. એક૦.

મન-સામાન્ય નામ. નાન્ય૦. સાતમી વિ૦. એક૦.

તો-ક્રિયાવિશેષણ.

જાણે-ક્રિયા વિશેષણ.

રમત-સામાન્ય નામ. નારી૦ પ્રથમા વિ૦. એક૦. "છે" ક્રિયાપદ (અધ્યાહાર) નો કર્તા છે.

જ-ક્રિયાવિશેષણ.

તમે શું કરતાં-"કરતાં" સકર્મકક્રિયાપદ.

તે મારા કરતાં નાનો છે-"કરતાં" શબ્દયોગી-અવ્યય.

કામકરતાં જોર આવે છે-"કરતાં" સકર્મક વર્તમાનકૃદંત.

મારે જવાનું છે-"મારે" ત્રીજી વિભક્તિ.

મારે એક પુત્ર છે-"મારે" (મને) ચોથી વિ૦.

તે મારે માટે આવ્યો—"મારે" ચોથી વિ૦.

મારે ઘેર ચાલો—"મારે" ષષ્ટિ સાથે સપ્તમી વિ-ભક્તિ.

મારે કહ્યે શું વળ્યું—"મારે" ષષ્ટિસાથે સપ્તમી કે પં-ચમી વિ૦.

"કહ્યે" ભૂતકૃદંત. વિશેષ્ય. સપ્તમી કે પંચ-મી વિ૦.

મારે ઘોડે લાત મારી—"મારે" ષષ્ટિ સાથે તૃ-તીયા વિ૦.

———:o◯o:———

# METHOD

OF

## TRANSLITERATION.

*(According to the Jonesian system).*

———:o:———

અ a આ á ઇ i ઈ í ઉ u ઊ ú ઋ ri ૠ rí એ e ઐ ai ઓ o ઔ au અં aṇ or am. અઃ ah.

ક ka ખ kha ગ ga ઘ gha ઙ ṅa ચ cha
છ chha જ ja ઝ jha ઞ ña ટ ṭa ઠ ṭhe
ડ ḍa ઢ ḍha ણ ṇa ત ta થ tha દ da
ધ dha ન na પ pa ફ pha બ ba ભ bha
મ ma ય ya ર ra લ la વ va શ sha
ષ sa સ ṣa હ ha ળ ḷa ક્ષ kṣa જ્ઞ jña
ક ka કા ká કિ ki કી kí કુ ku કૂ kú
કૃ kri કે ke કૈ kai કો ko કૌ kau
કં kam કઃ kah.

Examples—ચિદાનંદરૂપી નમસ્તે chidánanda rúpí namaste દયા ધરમકો મૂલ હે, નરક મૂલ અભિમાન; dayá dharamako múla he, naraka múla abhimàna ; તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ. Tulasí dayà na chhàndíe jaba laga ghatamen prána.

# ENGLISH NOTES.

Definitions.

1. Language is the utterance of human thoughts in words spoken or written.

2. Grammar is the science which describes the principles that obtain in languages.

3. Universal grammar treats of the principles common to all languages.

4. Comparative grammar shows the relation between two or more languages.

5. Particular grammar treats of the principles of any one language.

6. Letters are symbols used to represent elementary sounds.

7. A Vowel is a letter which can be sounded by itself.

8. A Consonant is a letter which cannot be sounded distinctly without a vowel.

9. Anuswâr is an unmodified nasal shown by a dot placed above the letter after which

it is to be pronounced.

10. Visargas is an unmodified aspirate denoted by two dots placed one above the other before the letter after which it is to be pronounced.

11. Sandhi is the union of two letters.

12. Noun is the name of every thing that can be perceived by means of the senses or the understanding.

13. The name by which one object is distinguished from all others is called a Proper Noun.

14. The name by which a class of objects is distinguished from objects of all other classes is called a Common Noun.

15. The names of qualities separated from objects are called Abstract Nouns.

16. Gender is the distinction of a noun with regard to its sex.

17. Number is the consideration of an object as one or more.

18. Cases show the various relations of nouns and pronouns with nouns, pronouns and verbs.

19. A Pronoun is a word used for a noun.

20. An Adjective is a word which qualifies a noun.

21. A Verb is a word which signifies what an object does or suffers.

22. Voice is the active or passive expression of a verb.

23. Mood is that form of a verb used to denote the manner in which the state or action is represented.

24. Tense is a term used to distinguish the time in which the state or action is represented.

25. An Adverb is an indeclinable word expressing some quality of a verb.

26. A Preposition shows the relation between any two words.

27. A Conjunction connects two words, phrases or sentences.

28. An Interjection is a word used to express some sudden emotion of the mind.

29. A sentence is the complete utterance of a single thought in one or more words.

30. Samasa समास is the union of two or more significant words.

PAGE 1.

ભાષા from भाष् to speak. આર્ય is a Sanskrit word meaning "noble," "venerable." સંસ્કૃત ( *rt.* कृ to do ) means what is made fit or perfect ; hence, the language which alone was fit for sacred acts, the ancient idiom of the Vedas was called સંસ્કૃત or the sacred language. The local spoken dialects received the general name of પ્રાકૃત.

PAGE 2.

અક્ષરવિન્યાસ, Orthography. In English, Orthography teaches how to spell properly and Orthoepy teaches how to speak properly ;

the former is applicable to language as written, the latter to language as spoken. શબ્દ-વિન્યાસ, Etymology or Accidence. વાક્યવિન્યાસ, Syntax. પિંગળ. Prosody.

PAGE 3.

વાણીઆસઇ. as used by the Baniàs. દેવ-નાગરી. is the નાગરી of gods. નાગરી from નગર a city, hence, the art of writing as first practised in the cities. મૂળાક્ષર, Elementary letters. The Alphabet. જોડાક્ષર, A Conjunct consonant. લિપિ Characters.

PAGE 4.

હ્રસ્વ, Short. દીર્ઘ, Long. સંધિસ્વર, Diphthongs. A diphthong is a union of two vowels as અ+અ=આ. A triphthong is a union of three vowels; as અ+ઇ+અ=એ+અ=અય. આ+અ+ઉ=ઔ.

PAGES 6–9.

વર્ણસ્થાન, Organ of speech, the place of vocal action. અલ્પપ્રાણી, Inaspirate or Unasperated.

મહાપ્રાણી, Aspirate or Asperated. કંઠસ્થાની, Gutturals. તાળુસ્થાની, Palatals. મૂર્ધસ્થાની, Linguals. દંતસ્થાની, Dentals. ઓષ્ઠસ્થાની. Labials; or, they are respectively called Throat-letters, palate-letters, tongue-letters, tooth-lethers and lip-letters. સ્પર્શ, Mutes. અંતઃસ્થ, Semivowels or Semiconsonants. ઉષ્મા Hot letters. ઘોષ, Soft or flat. અઘોષ, Hard or sharp. અનુનાસિક, Nasals or nose-letters. પલાખું, The perpendicular line.

દંતોષ્ઠ્ય, Dento-labial. કંઠતાલવ્ય, Gutturo-palatal. કંઠોષ્ઠ્ય, Gutturo-labial &c.

In English all the nasals and the linguals *i. e.* the four letters l. m. n. r. are called liquids "ng" in king like our Gujarati ઙ is also called a liquid, but the term is not appropriate. સ, ષ and શ like the English s, sh and ss in the words sin, shun and session are called sibilants. "h" is a rough breathing in such English words as "harm," "horn," so, it is called the aspirate and is equivalent to હ in such Gujarati words

as નાહક, દહાડો. In such words as હરત, હસવું &c., હ is a soft aspirate, ક્ષ is a compound sibilant. ત્ર is also a conjunct consonant.

PAGE 11.

સજાતીય કે સવર્ણ, Homogeneous, similar, sounded by the same organ. વિજાતીય કે અસવર્ણ, Hetero-geneous ;dissimilar; sound, ed by different organs.

PAGE 16.

પ્લુત, A long continuous sound. અર્થસહિત, Significant. અર્થરહિત, Insignificant. એકાક્ષરીશબ્દ, A monosyllable. અનેકાક્ષરીશબ્દ, A polysyllable. આખ્યેય, Inflected or declinable. અવ્યય, Uninflected or indeclinable. સત્વવાચકનામ, A noun-substantive. ગુણવાચક નામ, A noun-adctive.

PAGE 20.

નર. Masculine. નારી. Feminine. નાન્યતર, feuter. સામાન્ય જાતિ, Common gender.

PAGE 24.

એકવચન, Singular number. દ્વિવચન, Dual number. અનેકવચન, Plural number.

PAGE 27.

પ્રથમા, The nominative. દ્વિતીયા, Accusative or Objective. તૃતીયા, Instrumental. ચતુર્થી, Dative. પંચમી, Ablative. ષષ્ઠિ, Genitive. સપ્તમી, Locative. સંબોધન, Vocative or Nominative addressed. નામનાં રૂપ, Declensions. ક્રિયાપદનાં રૂપ, Conjugation of a verb.

PAGE 32.

પુરૂષવાચક, Personal. સ્વાર્થ, Reflexive or compound personal. તત્પદાપેક્ષક, Relative. પ્રશ્નાર્થ, Interrogative. દર્શક, Demonstrative. અનિશ્ચિત, Indefinite.

PAGE 35.

સંખ્યાર્થ, Cardinal numeral. અનુક્રમવાચક, Ordinal numeral. સંખ્યાંશવાચક, Fractional. સંખ્યાસંધાર્થ, Collective numeral.

આવૃત્તિવાચક, Multiplicative numeral. સંખ્યા વારસૂચક, Distributive numeral. સર્વનામરૂપી,

Pronominal. સામાસિક, Compound. કાળવાચક, Temporal. સ્થળવાચક, Local. ગુણવાચક. Qualitative. બહુત્વાર્થ, Quantitative. કૃદંતરૂપી, Participial.

PAGES 37–40.

ધાતુ, The Sanscrit root મૂળ, The Gujarati root. કર્તા, The subject.

ઉપસ્થકર્મ, The direct object. અનુપસ્થકર્મ, The indirect object.

સકર્મક, Transitive or Active. અકર્મક, Intransitive or Passive.

મૂળભેદ, The active voice. કર્મકભેદ, The transitive form. પ્રેરક, Causal; the causative form. સહંભેદ, The passive voice.

નિશ્ચયાર્થ, The Indicative mood. સંશયાર્થ, The subjunctive mood. આજ્ઞાર્થ, The imperative mood.

PAGE 43.

વર્તમાન, Simple present. ભૂત, Simple past. ભવિષ્ય, Simple future. દ્વિત્વવર્તમાન, Present continuous or simple present. વર્તમાનભૂત, Past

continuous. ભવિષ્યવર્તમાન is like the English present prospective. ભવિષ્યભૂત resembles the past prospective. મિશ્રકાળ, Compound tenses.

ભૂતવર્તમાન, Present perfect. દ્વિત્વભૂત, Pluperfect. વિશેષભૂતવર્તમાન, Present perfect passive. દ્વિત્વવિશેષ ભુતવર્તમાન, Pluperfect passive.

PAGE 45.

વર્તમાનકૃદંત, The present participle. ભૂત–Past. ભવિષ્ય, Future. વિશેષભૂતકૃદંત, The past passive participle. સંબંધકભૂતકૃદંત, The perfect participle. સામાન્યકૃદંત, The infinitive form. કર્તૃવાચ્યકકૃદંત, The agentival participle. અપૂર્ણક્રિયાપદ, The defective verb.

PAGES 56-57.

શુદ્ધવાક્ય, Simple sentence. સંયુક્ત, Complex. સાન્વય, compound. નામરૂપીવાક્ય, a Noun sentence. વિશેષણરૂપી, Adjectival. ક્રિયાવિશેષણરૂપી, Adverbial. કર્તૃપક્ષ, Subject. ક્રિયાપક્ષ, Predicate.

PAGES 61-62.

સિદ્ધ, Primary, primitive or radical words.

સાધિત, Secondary derivative or derived words.

આશ્રયદાયક, Stem-words. ઉપસંગી, Additions.
પૂર્વંગ, Prefixes પ્રત્યય, Suffixes or terminations. પૂર્વંગી formed by prefixes. મધ્યવિકારી, formed by internal changes. પ્રાત્યયિક, formed by suffixes. ઉપસર્ગ, Sanscrit prefixes. કૃત્ પ્રત્યયો, Suffixes applied to roots. તદ્ધિત્ પ્રત્યયો, Suffixes applied to nouns and adjectives.

PAGES 65–67.

અલ્પવિરામ, A comma. અર્ધવિરામ, A semicolon. પૂર્ણવિરામ, A colon. અંત્યવિરામ, A full point, a full stop, a period. પ્રશ્નચિન્હ, The mark of Interrogation. ઉદ્ગારચિન્હ, The mark of Exclamation. ચંદ્રાકાર કૌંસ, Circular brackets. કોણાકાર કૌંસ, Rectangular brackets. લોપચિન્હ, An apostrophe. અવતરણચિન્હ, Inverted and direct Commas. લઘુરેખા, A hyphen. ગુરૂરેખા, A dash. તાલચિન્હ, An accent. સમાનચિન્હ, The sign of equality. ખંડકચિન્હો, The signs of sections or paragraphs. ભૂલચિન્હ, A caret

(‸). ફુલ, An asterisk or a small star. કટારી, An obelisk or a dagger. દ્વિકટારી, A double dagger. ઉભી બે લીટી, A parallel. સર્પગાંઠ, A snake-knot. ચોકડી, A cross. હસ્ત, An Index. [યુગ્મચિન્હ { or } A brace. ઉપન્યાસચિન્હ ( ) A parenthesis ].

સમાસ, A compound ( word ). વિગ્રહ, Dissolution of compounds. તત્પુરૂષ, Inflectional. કર્મધારય Appositional. દ્વિગુ, Numeral. દ્વંદ્વ, Copulative. બહુવ્રિહિ, Adjectival. અવ્યયીભાવ, Adverbial. પૂર્વપદ, The first word. મધ્યમપદ, The middle word. ઉત્તરપદ, The last word. મિશ્રસમાસ, A compound compound.

*N. B.* I heartily thank my friend Mr. MOHANLAL HEMCHUND, a student of the Gujarat College Ahmedabad for his valuable ossistance in publishing this book.

D. P. BARODIA B. A.



# શુદ્ધિપત્રક.

---

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૧૮ | શ્વારા | શ્વાસ |
| ૭ | ૨ | ('સ' વધારવો) | |
| ૭ | ૯ | અેત: | અંત: |
| ૧૦ | ૮ | ૠ | ૡ |
| ૧૨ | ૭ | દંત્યાત્યાક્ષર | દંત્યાક્ષર |
| ૧૨ | ૧૩ | ષડ્‌રસ | ષડ્રસ |
| ૧૬ | ૪ | થઅેા | થયો |
| ૨૩ | ૧ | શ્વશ્રૂ | દુહિતૃ |
| ૩૨ | ૬ | ("બીજા" કાઢી નાંખવું) | |
| ૩૩ | ૭ | આખી લીટી કાઢી નાંખવી ને તેને બદલે "જેમકે, જે, જેજે, જે કોઈ, જે કંઈ" વાંચવું) | |
| ૩૩ | ૧૮ | જે કોઈ, | દરેક, |
| ૩૩ | ૧૯ | સર્વનામ | શબ્દ |
| ૩૫ | ૧૯ | ("અવ્યય, કાળનું, નીચેનું," કાઢી નાંખવું) | |

| | | | |
|---|---|---|---|
| ૩૯ | ૧૩ | (આખી લીટી કાઢી નાંખવી) | |
| ૪૦ | ૧૦ | ઉપલા અર્થમાં | નિશ્ચયાર્થમાં |
| ૪૧ | | કર્ત્તરી, કર્મણી, | કર્ત્તરિ, કર્મણિ, |
| ૪૬ | ૧૨ | મળ | મૂળ |
| ૪૮ | ૧૩ | કરેલું | કહેલું |
| ૫૮ | ૭ | ક્રિયાપક્ષો | ક્રિયાપક્ષીકર્ત્તા |
| ૬૩ | ૧૦ | દાત | દાતૃ |
| ૬૩ | ૧૨ | કારણ | કરણ |
| ૭૩ | ૧ | कृप् | कृष् |
| ૭૫ | ૧૯ | तु | तुष |
| ૭૬ | ૨૦ | ध्य | ध्या |
| ૮૧ | ૧૩ | वण् | वर्ण |
| ૮૪ | ૫ | शिव् | सिव् |
| ૮૯ | ૧૦ | પ્રથમાં | દ્વિતીયા |

---